આચાર્ય શ્રીમદ્ જીનદત્તસૂરિ વિરચિત

# વિવેક વિલાસ.

કિંવા

## સ્ત્રી-પુરૂષનો સાચો સલાહકાર.

( સૂરિ-શિષ્ય સંવાદ રૂપેન )

પ્રયોજક -ભીમજી હરજીવન-સુશીલ
શિવસદન--મઢડા-( કાઠીઆવાડ )

( ચતુર્થ આવૃત્તિ ) પ્રતિ ૨૦૦૦

પ્રકાશક -મેઘજી હીરજી.
૫૬૬-પાયધુની-મુંબઇ.

સંવત ૧૯૭૬     ઇ સ ૧૯૨૦

કિંમત રૂ ૨-૮-૦

॥ ૐ ॥

# ઉપહાર.

—————————————————— તરફથી

—————————————————— રૂપે

—————————————————— ભેટ

તા. ——————— } સહી. ———————

સ્પષ્ટીકરણ:—ઉપહાર પૃષ્ટની પ્રથમની ત્રણ પંક્તિઓમાંની પ્રથમ પંક્તિમાં ભેટ આપનારે પોતાનું નામ લખવું, બીજી પંક્તિમાં "પ્રેમોપહાર" રૂપે કિંવા મૈત્રીના ચિન્હ સ્વરૂપે અથવા શ્રી ——— ના સ્મરણરૂપે ઇત્યાદિ શબ્દોમાંથી જે પોતાને વાજમી લાગે તે શબ્દો લખવા; અને ત્રીજી પંક્તિમાં જે સજ્જનને આ પુસ્તક ભેટરૂપે મોકલવામાં આવતું હોય તે સજ્જનનું નામ લખવું.

આ ગ્રંથ ભાવનગર-આનંદ પ્રીન્ટીંગ પ્રેસમાં—
શાહ ગુલાબચંદ લલુભાઇએ મેસર્સ મેઘજી હીરજી બુકસેલર-
પાયધુની મુબઇવાળા માટે છાપ્યો.

જૈન સાધુઓમાં સૌ પ્રથમ શુદ્ધ સ્વદેશી વ્રત ધારણ કરનાર મંડલાચાર્ય શ્રી કમળ સૂરીશ્વર મહારાજ.

નહીં કે, આપ એક જૈન મંડલાચાર્ય છો એટલા જ માટે,
નહીં કે, આપ એક જૈન મુખ્ય મુનિ છો એટલા જ માટે,
નહીં કે, આપ જાહેર પ્રવૃત્તિઓમાં ભોગ લેતા આવ્યા છો
એટલા જ માટે,

પરન્તુ

જે શુદ્ધ સ્વદેશી વ્રતનો અંગીકાર કરવામાં આ યુગના મહા પંડિત ગણાતા મુનિવરો અને વિદ્વાનો પૂર્ણ નિષ્ફળ નીવડ્યા છે તે વ્રતનો આપે નિઃસ્પૃહભાવપૂર્વક સ્વીકાર કરી, જૈન મુનિવરો તથા ગૃહસ્થોને સ્વદેશ સેવા અને સ્વધર્મી જતીનું જે અદ્ભુત ને અપૂર્વ સૂચન કર્યું છે અને તે અર્થે આપે જે ત્યાગ અને આત્મભોગ સ્વીકાર્યો છે તે આદરણીય ત્યાગ આત્મભોગની યત્કિંચિત્ અર્ચના અર્થે આ ગ્રંથ આપના કર-કમલમાં સમર્પું છું

લી૦
શીઘ્રવૃતધારક,
મેઘજી હીરજી.

# કિંચિત્ વક્તવ્ય.

આ ગ્રંથની ચોથી આવૃત્તિ નવીન શૈલીમાં જગતનો પ્રકાશ પામે છે એ સૌભાગ્યનો વિષય છે. છાપખાનાની અગવડો તથા મોંઘવારીને લીધે ઉપસ્થિત થએલી વિચિત્ર પરિસ્થિતિને લીધે, ધારેલી મુદત ઉપરાંત અમારા ગ્રાહકોને ધૈર્ય રાખવું પડયું છે તે બદલ અમને દુઃખ પણ થાય છે. અમારે અમારા સુજ્ઞ ગ્રાહકો કે જેમણે અગાઉથી મ્હોટી સંખ્યામાં નામ નોંધાવી અમારા ઉત્સાહને શિથિલ નથી થવા દીધો તેમનો આ સ્થળે ઉપકાર માનવો જોઈએ.

પ્રસ્તુત પુસ્તક જો કે વિવેક-વિલાસની ચોથી આવૃત્તિ રૂપ જ લેખાય. તો પણ પ્રથમની આવૃત્તિઓ કરતાં આમાં પ્રાસંગિક વિવેચન અને વ્યવસ્થિતપણાનો જે સહેજ સાજ વધારો કરવામાં આવ્યો છે તે ઉપરથી મૂળ ગ્રંથનું સ્વરૂપ ઘણું આકર્ષક બનવા પામ્યું હોય એમ અમને લાગે છે. ખરૂં જોતાં અમારા પોતાના અભિપ્રાયની કંઇ કીમત ન હોઇ શકે અને અભિપ્રાય આપવો એ અસંગત છે તો પણ અમોએ લોકશિક્ષણ-પ્રચારના ઉચ્ચ હેતુથી આ પ્રકારાંતર કરાવ્યું છે એમ કહી નાખવું જોઈએ. ગ્રાહકો અને વાંચકો એ જ દ્રષ્ટિબિંદુ દ્વારા આ પ્રયત્ન પ્રત્યે નીરખી અમારા શ્રમને ન્યાય આપશે એવી આશા રાખીએ છીએ.

અગાઉથી ગ્રાહક થનાર ગ્રહસ્થોની નામાવલી મુકી તેમનુ મનોરજન આ વખતે નથી- થઇ શકયું તે માટે અમે દીલગીર છીએ પંરતુ કાગળ આદિ વસ્તુઓના ઉંચા ભાવો તથા ઉપયોગી ચિત્રોનો અણધાર્યો ઉમેરો જોઇ તેઓ દરગુજર કરશે એવી ખાત્રી છે અમારા આવા પ્રકારના સાહસોને કદરદાન ગ્રાહકો તરફથી જે આદર-સત્કાર મળે છે અને મળ્યો છે તે બદલ પુન તેમનો ઉપકાર માની આ વક્તવ્ય સમાપ્ત કરીએ તે પહેલા એટલો ઉલ્લેખ કરવો અત્યાવશ્યક છે કે આ ગ્રંથ નો પ્રથમ પસદ કરવાનુ તથા ભાષાતર સાથે બ્હાર પાડવાનુ માન સદ્દગત જૈન સાક્ષર ભગુભાઇ ફત્તેહચદ કારભારીને જ ઘટે છે એમો આ સ્થળે ઉપકાર પૂર્વક તેમનુ નામ સ્મરી સતોષ પકડીએ છીએ

પ્રકાશક.

अर्हम्.

# ગ્રન્થકાર શ્રી જિનદત્તસૂરિ.

અણહિલપુર પાટણ પાસે વાયુદેવતાધિષ્ઠિત વાયટ નામે એક મહાસ્થાન છે. તેજ વાયટસ્થાન ઉપરથી 'વાયટ' અથવા 'વાયડ' ગચ્છ ઉત્પન્ન થયેલો છે. વાયડગચ્છમાં મૂળ પુરૂષ કોણ હતા તે જાણી શકાતું નથી, પણ શ્રી જિનદેવસૂરિ હોય એમ અનુમાન કરી શકાય છે, કેમકે તે પૂર્વેનો જોઈએ તેવો ઇતિહાસ સમ્પાદન થઇ શકતો નથી. વાયડગચ્છની ઉત્પત્તિ અને મૂળ પુરૂષ આ મુજબ જાણ્યાં બાદ જ શ્રી જિનદત્તસૂરિ માટે જાણવું તે વધારે યોગ્ય લેખાશે.

ગ્રન્થાંતે જણાવેલ શ્રી રાશિલ્લસૂરીન્દ્ર અને શ્રીજીવદેવસૂરિ સંસારીપણામાં એજ વાયટમાં મહીધર અને મહીપાલ નામે શ્રેષ્ઠીપુત્ર હતાં. મહીપાલે રમતગમતમાં સમય ગુમાવી જરા પણ અભ્યાસ કરેલો ન હોવાથી તેના પિતા ધર્મદેવે કાઢી મુકવાથી રાજગૃહમાં દિગમ્બર મતાવલંબી શ્રી શ્રુતકીર્તિ ગુરૂ પાસે દીક્ષા લઇ સુવર્ણકીર્તિ આચાર્ય થયો, અને ગુરૂપાસે 'પરકાયપ્રવેશ' તથા ચક્રેશ્વરી વિદ્યા શિખ્યો. મહીધર પણ તેના પિતાના અવસાન સમય બાદ આજ વાયટગચ્છનાં શ્રી જિનદેવસૂરિના સંતાનમાં શ્રી રાશિલ્લસૂરિ થયો. રાજગૃહીથી

આવતા લોકોને મોઢેથી સુવર્ણકીર્તિનો વૃત્તાન્ત સાભળી તેની માતા ત્યા ગઇ અને બન્ને ભાઇઓને એકજ ધર્મ અગીકાર કરવા સમજાવી 'વાયટ'મા લાવી ત્યાર પછી રસવતી પ્રયોગથી બન્ને ભાઇઓની પરીક્ષા કરી, તેમા વિશેષ શુદ્ધતા શ્વેતામ્બરોની દેખાવાથી દિગમ્બરને કહ્યુ કે 'શ્વેતામ્બરો શુદ્ધ છે, તુ કર્મચિન્તા કરતો નથી, તે લોકો કહે છે તેજ પ્રમાણે પાળે છે, માટે તુ એમને મળી સુખદુખના અતની ઇચ્છા કર, વિગેરે" માતાનુ વચન અગીકાર કરી સુવર્ણકીર્તિ શ્વેતામ્બર દીક્ષા લઇ પાચમો શિષ્યના સમૂહવાળો શ્રીજીવદેવસૂરિ થયો, કે જેના કુળમા 'ગ્રન્થકાર શ્રી જિનદત્તસૂરિ આચાર્યવર્ગમા ખ્યાતિ ધરાવનાર છે'

શ્રી જિનદત્તસૂરિ ચોક્કસપણે કયા વખતમા હતા તે જાણવુ દુર્લભ છે કારણ કે તેઓશ્રી અતમા તે બાબતનો જરા માત્ર પણ ઇસારો સૂચવતા નથી, એટલુજ નહીં પણ આ 'વિવેક-વિલાસ' શિવાય તેઓની કૃતિનો બીજો કોઇ ગ્રન્થ પણ આપણને સાપડી શક્યો નથી, અને લોકવાયકા પણ એવીજ છે કે, તેઓનો ફક્ત આ એકજ ગ્રન્થ છે છતાપણ એટલુ તો અનુમાન ઉપરથી આપણે મેળવી શકીશુ કે તેઓ વિક્રમના તેરમા સૈકાના કેટલાક વર્ષો વિત્યા બાદ હૈયાતી ધરાવતા હતા

આ અનુમાન ઉપર આવવાનુ સાધન માત્ર એટલુજ છે કે તેઓના શિષ્ય 'વેણી કૃપાણ અમર' અથવા અમરચદ

કવિ નામે "કાવ્યકલ્પલતા, છન્દો રત્નાવળી, સૂક્તાવળી, કલાકેલાપ, અને બાળભારતાદિ" વિગેરેના કર્ત્તા હતા. તે અમરચંદ કવિ, ગુર્જરના રાજા વીસળદેવની કચેરીમાં તેના તેડાવવાથી ધોળકે આવ્યા હતા. વીસલદેવે ગુજરાતપર અણહિલવાડમાં રહીને સંવત ૧૩૦૦ થી ૧૩૧૭ સુધી રાજ્ય કર્યું તે પહેલાં તે સં. ૧૨૯૫ માં ધોળકાની ગાદી ઉપર આવ્યો હતો. આ ઉપરથી આપણે જોઇ શકીશું કે વીસળદેવના વખતમાં શ્રી અમરકવિ ધોળકે આવ્યા હતા, અને શ્રી જિનદત્તસૂરિ તેઓનાં ગુરૂ થતા હતા. તે ઉપરથી જ તેરમા સૈકાનું અનુમાન આપણે શ્રી જિનદત્તસૂરિ માટે કાઢીશું તો ખોટું ગણાશે નહીં. આથી વિશેષ ખાત્રી કરી શકાય તેવું કોઇ સાધન આપણને જોવામાં આવતું નથી.

વાયડગચ્છ હાલમાં તો ગુજરાતમાં હૈયાતી ધરાવતો હોય તેવું દેખાતું નથી, પછી ભલે કદાચ મારવાડ વિગેરેમાં કોઇ શ્રીપૂજ્ય અને ગોરજીઓ હયાત હોય! સૂરિ માટે આટલો ટુંકો હેવાલ જણાવ્યા બાદ અત્રેથી જ વિરામ પામીશું.

( પ્રથમાવૃત્તિમાંથી )




પૂર્વાચાર્યના ગ્રંથ એક માનસ-સંતાનની અકસ્માત્ છાયા પલટી નાંખવી એ કોઇ કોઇની દૃષ્ટિમાં કદાચ ગંભીર ગુન્હો ગણાશે હું એક અભિયુક્ત તરીકે પ્રસ્તાવનામાં એટલું જ જણાવું છું કે મેં આ ગ્રંથને સંશોધિત તેમજ સુવર્દ્ધિત બનાવવામાં મુખ્યત્વે બે બાબતો ખાસ લક્ષમાં રાખેલ છે —

(૧) સર્વે સ્થળે બનતાં સુધી મૂળ આચાર્યના જ શબ્દો ટાંકવા અને (૨) નકામું પીંજણ ન કરવું

પહેલી પ્રતિજ્ઞામાં તો હું સફળ થયો છું બીજી પ્રતિજ્ઞા કેટલે અંશે પળી છે તે વિચારવાનું કામ મારૂં નથી

ગ્રંથનું બાહ્ય સ્વરૂપ પલટાવા છતાં આંતરૂ સ્વરૂપ તો જેમનું તેમ જ રહેવા પામ્યું છે કદાચ એમ બન્યું હોય કે હું મૂળ આચાર્ય મહારાજનો ઉદ્દેશ ન સમજી શક્યો હોઉં અને તેથી તે વિષે સ્પષ્ટીકરણ કરવા જતાં આડે માર્ગે દોરાઇ ગયો હોઉં, પરંતુ મૂળ પુરૂષના શબ્દો અને વાક્યો મારૂં ઉત્તરદાયિત્વ ન્યૂન કરશે એવી આશા છે

શ્રીમદ્ જીનદત્તસૂરિજીએ આ ગ્રંથમાં ભિન્ન ભિન્ન વિષયો એવી રીતે ચર્ચ્યા છે કે મારા જેવો એક સામાન્ય માણસ તે સર્વ વિષયો સ-

ગ્રંથે સ્પષ્ટીકરણ ન જ કરી શકે. મૂળ આચાર્ય મહારાજને જ્યોતિષ. શુકનશાસ્ત્ર, તથા સ્વરશાસ્ત્ર વિગેરે શાસ્ત્રીય વિષયોનું જે જ્ઞાન હોવું જોઈએ તેના પ્રમાણમાં મારામાં એ વિષયોનું બિંદુ માત્ર પણ જ્ઞાન નથી એમ કહેવામાં હું નમ્રતા કે વિનય નથી બતાવતો: પણ વસ્તુસ્થિતિ જ કહી દઉં છું. મને આ પુસ્તક ફરીથી લખતાં ઘણી વાર લાગતું કે આવા વિધ વિધ વિષયો એક જ ગ્રંથમાં શા માટે દાખલ કરી દેવામાં આવ્યા હશે ? એક સ્થળે સર્પના વિષના ઉતારની વાત આવે છે તો તુરત જ પાછી પાપ-પુણ્ય સંબંધી કે એવી બીજી વાત રજુ કરવામાં આવે છે. આમ બનવાનું શું કારણ હશે એ પ્રશ્ન મેં યથાશક્તિ વિચારી જોયો. મૂળ ગ્રંથ—'વિવેક વિલાસ' માં જો કે દિનકૃત્ય-રાત્રિકૃત્ય-ઋતુકૃત્ય એવા ભાગ પાડી વિષયોને વહેંચી નાખવામાં આવ્યા છે. તો પણ એ યોજના આખર સુધી બરાબર સચવાઈ હોય એમ નથી લાગતું. આનું કારણ મને એટલું જ લાગે છે કે મૂળ આચાર્ય મહારાજને પોતાની દેશ-કાળ સંબંધી પરિસ્થિતિને લઈને જે કહેવાનું હતું તેને એટલા બધા જુદા જુદા વિષયો સાથે સંબંધ હતો કે તેઓ ગમે તે એક પ્રસંગ ઉભો કરી તે બધું કહી નાંખ્યે જ રહે! એક જ વિષય જુદા જુદા પ્રસંગે ચર્ચાયો હોય એમ પણ ક્વચિત્ જોવામાં આવે છે. આનું કારણ પણ મેં ઉપર કહ્યું તે જ લગભગ હોવું જોઈએ. આચાર્ય મહારાજનો ઉદ્દેશ પોતાના કાળમાં પરંપરાથી ચાલી આવેલી અથવા તો ચાલતી વાતો-વિધિઓ લિપિબદ્ધ કરી દેવી અને એ રીતે એક સંહિતા તૈયાર કરી ભવ્યાત્માઓને તે સોંપતા જવું એવો જ કંઈક હોવો ઘટે છે. મેં આ સંવાદ-શૈલીના રૂપમાં તૈયાર કરતી વેળા બની શક્યું ત્યાં સુધી વિષયોને એક જ વાર્તાલાપમાં પુરા કરવાનો પ્રયત્ન કર્યો છે. તેમાં પણ કેટલીક ખામીઓ રહી જવા પામી છે એ વાત હું સારી રીતે જાણું છું. મારે

આ ગ્રંથ બાહુ ઉતાવળથી લખી નાખવાનો હતો તેથી જેવી જોઈએ તેવી કાળજી છેવટ સુધી ન રાખી શક્યો હોઉં એ પણ બનવાજોગ છે વિદ્વાનો તે વિષે ઉહાપોહ કરશે તો એ પછીની આવૃત્તિને માટે પ્રકાશકને ઉપયોગી થઈ પડશે પ્રકરણની વિભાગ સંખ્યામાં તથા અન્યત્ર પ્રૂફના દોષો રહી જવા પામ્યા છે તે સુધારી લેવા એવી મારી નમ્ર વિજ્ઞપ્તિ છે

"વિવેક-વિલાસ" ની સંસ્કૃતમાં એક મ્હોટી ટીકા છે એમ સાંભળ્યું છે પરંતુ તેનો ઉપયોગ કરવા જેટલો સમય મને નથી મળી શક્યો વળી મારે ચોક્કસ ગીનાઓની અંદર રહીને જ વિવેચન વિગેરે લખવાનું હતું તેથી ક્યાંઇ ઉણપ જેવું જણાય તો વાચકોએ સંતવ્ય ગણી લેવું એવી મ્હારી નમ્ર પ્રાર્થના છે

| | |
|---|---|
| વીલેપારલે (મુંબઇ.) | સર્વદા સર્વનો સેવક, |
| તા ૯ માર્ચ ૧૯૨૦ | સુશીલ. |

આશિષ !          અભિનંદન ! !          મંગળકામના ! ! !

## નૂતન વર્ષે સ્નેહીઓને સ્નેહાર્પણ કરવા યોગ્ય

# કાર્ડ=કંકોત્રીઓ.

### આ ગ્રંથના ખરીદનારાઓનેજ ખાસ લાભ.

દર સાલની માફક આ સાલમાં પણ અમારા તરફથી અવનવાં કાર્ડો કંકોતરીઓ અને રૂમાલો વિગેરે બ્હાર પાડવાનો ભગીરથ પ્રયત્ન થઇ ચૂકયો છે. પ્રત્યેક વર્ષમાં કંઇક ને કંઇક નવી ભાવના, ઉચ્ચ આદર્શ તથા ઇશ્વરી પેગામ પહોંચાડવાનો અમારો ઉદ્દેશ જગજાહેર હોવાથી અમને તે વિષે વાગ્જાળ વિસ્તારવાની જરૂર પડતી નથી.

નવીન વર્ષારંભને દિને—જે વખતે બની શકે તેટલી પવિત્રતા અને નીતિમયતા ફેલાવવાનો દીલોજાન પ્રયત્ન થવો જોઇએ અને સ્નેહીઓના સ્નેહ સંદેશાઓમાં પણ એજ ભાવના સચવાવી જોઇએ તેવે વખતે તદ્દન બિભત્સ, પ્રકટ શૃંગારવાળા સંદેશાઓ ખરીદવા—મોકલવા એ નૈતિક ભ્રષ્ટતા નહીં તો બીજું શું કહેવાય ? આજકાલ બજારમાં પ્રકટ થતાં મુબારકબાદીના કાર્ડ વિગેરેમાં—

"ઘેલી બની ઘેલડી રસ રેલડી રંગે ચડી,
ચુંબનતણા કંઇ સ્વપ્નના ઉન્માદમાં અથડી પડી !"

જેવા અને એથી પણ અધિક ભ્રષ્ટતાવાળા વાકયો જોઇ સજ્જન પુરૂષો ધ્રુજી ઉઠે છે ! ! અમારી પાસેથી એવાં કાર્ડ—કંકોતરીઓ

મગાવાવનારાઓને, અમારો ખુલ્લો જવાબ એજ છે કે પ્રજાની નીતિને બગાડે, શૃંગાર કે વિકારી વાસનાઓને પ્રદિપ્ત કરે એવા વાકયો તેમજ ચિત્રોવાળા મુબારકબાદીના કાર્ડ-કંકોતરીઓ રૂમાલો વિગેરે

**અમારે ત્યા નહી મળી શકે.**

# તેને બદલે ?

નૂતન વર્ષે સ્નેહીઓના સ્નેહ-રસ પવિત્ર ભાગિરથી-ગંગાના પ્રવાહની જેમ કલકલ નાદ કરતા વહી નીકળે, ગૃહે ગૃહે સુગંધી ધુપ-દીપની માફક શુદ્ધ સાત્વિક્તાની સૌરભ મઘમઘે, જ્યા જ્યા મુબારકબાદીના કાર્ડ-કંકોતરી જાય ત્યા ત્યા સ્નેહી આત્માઓની શુચિતા-પવિત્રતા-રમ્યતા અને ઉલ્લાસની મધુરતા સર્વત્ર પ્રસરી જાય એવી જાતના રસપરિપૂર્ણ-વિવેક મર્યાદાયુક્ત અને ઉચ્ચ ભાવનાઓથી છલોછલ મુબારકબાદીના કાર્ડ-કંકોતરીઓ જ અમારે ત્યા મળી શકશે અમે એક વાર ફરીથી કહીએ છીએ કે અમારા કાર્ડ-કંકોતરીઓમા નથી આડબર, નથી પ્રકટ શૃગાર, કે નથી અવિવેક શુદ્ધ આર્યભાવના, પવિત્ર હૃદયવિશુદ્ધિ અને આત્મભાવનો પ્રચાર કરવો તેમજ લખનારના ઉચ્ચ હેતુને બર આણવો એજ અમારો પ્રધાન ઉદ્દેશ છે

અમારા આ જાહેર ઢંઢેરાનો અનુભવ લેવો હોય તો એક વાર અમારા કાર્ડો વિગેરે જોઇ અથવા મગાવી ખાત્રી કરો

# કાર્ડ વિગેરેના પ્રકાર તથા કિંમત.

---

| | લક્ષ્મીપૂજનના. | | નંગ. | રૂ.આ.પા. |
|---|---|---|---|---|
| ૧ | સોનેરી આર્ટ કાર્ડ. | ... | ૧૦૦ | ૩—૦—૦ |
| ૨ | બેરંગી સર્વોત્તમ આર્ટ કાર્ડ | ... | ૧૦૦ | ૨—૦—૦ |
| ૩ | સુંદર સફાઇદાર કાર્ડ. | ... | ૧૦૦ | ૧—૮—૦ |
| ૪ | સચિત્ર—આર્ટ નોટપેપર્સ. | ... | ૧૦૦ | ૩—૦—૦ |
| ૫ | અતિ સુંદર સોનેરી ડબલ નોટપેપર્સ. | | ૧૦૦ | ૩—૦—૦ |
| ૬ | ડબલ એંક નોટપેપર્સ. | ... | ૧૦૦ | ૧—૮—૦ |
| ૭ | સીંગલ સોનેરી નોટપેપર્સ. | ... | ૧૦૦ | ૧—૮—૦ |
| ૮ | સીંગલ એંક નોટપેપર્સ. | ... | ૧૦૦ | ૧—૦—૦ |
| | નૂતન વર્ષાભિનંદનના. | | | |
| ૯ | સપ્તરંગી સચિત્ર કાર્ડ | ... | ૧૦૦ | ૬—૪—૦ |
| ૧૦ | સ્પેશીઅલ કુસુમાવાળા કાર્ડ | ... | ૧૦૦ | ૩—૦—૦ |
| ૧૧ | દ્વિરંગી હિંદી—દેવીઓનાં ફોટાવાળા કાર્ડ | | ૧૦૦ | ૩—૦—૦ |
| ૧૨ | સોનેરી અક્ષરોવાળા કાર્ડ | ... | ૧૦૦ | ૩—૦—૦ |
| ૧૩ | કળા—કુશળતાળા ભારત રત્નોના ફોટાવાળા કાર્ડ ... | ... | ૧૦૦ | ૨—૦—૦ |
| ૧૪ | રાજા—મહારાજાઓના ચિત્રવાળા કાર્ડ | | ૧૦૦ | ૨—૦—૦ |
| ૧૫ | દ્વિરંગી ઉત્તમોત્તમ આર્ટ કાર્ડ. | | ૧૦૦ | ૨—૦—૦ |
| ૧૬ | સુંદર—સફાઇદાર કાર્ડ. | ... | ૧૦૦ | ૧—૮—૦ |
| ૧૭ | ફ્લાવર વ્યુવાળા કાર્ડ. | ... | એકના | ૦—૨—૦ |

૧૮ ફોલ્ડીંગ રેશમી પટ્ટીવાળાં કાર્ડો.
નંગ ૧ ના આના ૨,૩,૪,૬,૮,
૧૦,૧૨ થી રૂપીઆ એક દોટ અને બે સુધીનાં.

| | | |
|---|---|---|
| ૧૯ કળા કૂશળતાવાળા ભારત-નેતાઓના ચિત્રો સાથે ડબલ આર્ટ નોટપેપર્સ | ૧૦૦ | ૬-૪-૦ |
| ૨૦ આર્ટ-સચિત્ર ડબલનોટપેપર્સ, જેમા બે મહાન હિંદી તત્ત્વજ્ઞાનીઓના ચિત્ર સાથે નવીન વર્ષની શુભાશિષ | ૧૦૦ | ૬-૪-૦ |
| ૨૧ આર્ટ સચિત્ર ડબલ નોટપેપર્સ મનુષ્યની દશા-દશાઓના જ્ઞાનદાયક ચિત્રો | ૧૦૦ | ૬-૪-૦ |
| ૨૨ સન્નારીઓ ઉપર લખવોના વર્તમાન યુગની આઠ દેવીઓના ફોટાવાળા ડબલ આર્ટ નોટપેપર્સ | ૧૦૦ | ૬-૪-૦ |
| ૨૩ ઉત્કૃષ્ટ ડબલ સોનેરી નોટપેપર્સ | ૧૦૦ | ૩-૦-૦ |
| ૨૪ નાજુક સોનેરી ડબલ નોટપેપર્સ | ૧૦૦ | ૨-૦-૦ |
| ૨૫ ડબલ બેક નોટપેપર્સ | ૧૦૦ | ૧-૮-૦ |
| ૨૬ સાધારણ નોટપેપર્સ | ૧૦૦ | ૧-૦-૦ |
| ૨૭ રાજા-મહારાજા ઉપર લખવાના સોનેરી નોટપેપર્સ-કવર્સ સાથે | ૧ ના | ૦-૪-૦ |
| ૨૮ અમલદાર વર્ગ ઉપર લખવાના નોટ પેપર્સ-કવર્સ સાથે | ૧ ના | ૦-૨-૦ |
| ૨૯ મિત્રો પર લખવાના નોટપેપર્સ કવર સાથે | ૧ ના | ૦-૧-૦ |
| ૩૦ ઉંચી કોલીટીના કવર્સ | ૧૦૦ | ૩-૦-૦ |
| ૩૧ સાધારણ કવર્સ | ૧૦૦ | ૧-૮-૦ |
| ૩૨ હોમ લ વાપરવાવાળા જેપાનીઝ કાગળના સોનેરી કીનારીવાળા રૂમાલો | ૧૦૦ | ૬-૪-૦ |
| ૩૩ સાદા માના | ,, | ૩-૦-૦ |

## રેશમી રૂમાલો.

| | | | |
|---|---|---|---|
| ૩૪ | સર્વોત્કૃષ્ટ રેશમી રૂમાલ ... | નંગ ૧ ના | ૩–૦–૦ |
| ૩૫ | બાદશાહી. ... ... | ,, | ૨–૦–૦ |
| ૩૬ | ખુબસૂરત. ... ... | ,, | ૧–૪–૦ |
| ૩૭ | રંગીન બોર્ડરવાળા. ... | ,, | ૧–૦–૦ |
| ૩૮ | સાધારણ. ... ... | ,, | ૦-૧૨-૦ |
| ૩૯ | નાની સાઈઝના રૂમાલ. ... | ,, | ૦–૬–૦ |
| ૪૦ | સુતરાઉ રૂમાલ ઉંચી ક્વોલીટી. ... | | ૦–૮–૦ |
| ૪૧ | ઉંચી ક્વોલીટી–સુતરાઉ રૂમાલ. | ,, | ૦ ૧૨-૦ |
| ૪૨ | ઉંચી આર્ટ ચેક બુક (૭ પાના) | ,, | ૦–૪–૦ |
| ૪૩ | સાધારણ. ... ... | ,, | ૦–૨–૦ |
| ૪૪ | ચેક પાના ... | ૧૦૦ ના | ૦–૨–૦ |
| ૪૫ | મહાલક્ષ્મીજીની છબી રંગીન ... | ૧ના | ૦–૨–૦ |
| ૪૬ | નયનાનંદ બ્લોટીંગ પેડ. ... | ,, | ૦-૧૨-૦ |
| ૪૭ | રોજની તારીખ ફાડવાનું કેલેંડર. | ,, | ૦-૧૨-૦ |
| ૪૮ | રાઈટીંગ પેડ. ... ... | ,, | ૦-૧૨-૦ |

### જન્મોત્સવ (બર્થડે) ના કાર્ડ.

| | | | |
|---|---|---|---|
| ૪૯ | એક કાર્ડના. ... ... ... | | ૦–૨–૦ |

### લગ્નોત્સવનાં કાર્ડ–કંકોતરી.

| | | |
|---|---|---|
| છાપેલા–તૈયાર બેરંગી આર્ટ કાર્ડ | ૧૦૦ ના | ૨–૦–૦ |
| આર્ટ બેરંગી નોટપેપર્સ. | ૧૦૦ ના | ૩–૦–૦ |
| બેરંગી સાધારણ નોટપેપર્સ. | ૧૦૦ ના | ૨–૦–૦ |

### હુંડી બુકો.

| | | |
|---|---|---|
| સો પાનાની ... | નંગ ૧ ના | ૧–૮–૦ |

# ભેટની યોજના.

આ સાલમા અમોએ માત્ર ૧૦૦ કાર્ડ કે કંકોતરીઓ મગાવનારાઓને નીચેના પુસ્તકો ભેટ તરીકે આપવાની યોજના કરી છે આ ભેટ મોકલવાનો અમારો હેતુ ગમે તે રીતે લોકોને મુફતમા જ ઉંચામા ઉંચુ વાચન પુરૂ પાડવુ અને એ રીતે પ્રજાકીય જાગૃતી અને નૈતિક હીલચાલને સહાય કરવી એ સિવાય બીજો કઇ જ નથી.

ભેટના પુસ્તકો —

(૧) બ્લોટીંગ પેડ
(૨) પ્રેમથી મુક્તિ
(૩) પ્રવૃત્તિ–નિવૃત્તિ
(૪) શ્રીમદ્ રાજચંદ્રકૃત આત્મસિદ્ધિ શાસ્ત્ર (મહાત્મા ગાંધીજી દ્વારા પ્રશસિત)
(૫) ભજનપદ દોહન.

આ પુસ્તકો વિષે વિવેચન કરવાની જરૂર નથી. ગ્રાહકોએ તો કાર્ડ–કંકોતરીના ઓર્ડર સાથે જ પોતાને કઇ ભેટ પ્રિય છે તેનો સ્પષ્ટ ઉલ્લેખ કરવો

એટલુ ગ્રાહકોએ યાદ રાખવુ જોઈએ કે ભેટના પુસ્તકો તથા બ્લોટીંગ પેડ જ્યા સુધી સીલકમા હશે ત્યાસુધીજ તેમને તે મોકલી શકાશે. જેમના ઓરડરમા "પસદગીના પુસ્તકનુ" નામ નહીં હોય તેમને અમે ગમે તે એક ભેટ સીલકમા હશે, ત્યા સુધી રવાના કરી શકીશુ દેખીતુજ છે કે જેઓ વિલબ

કરશે તેઓ ભેટનું મનપસંદ પુસ્તક મેળવી શકશે કે કેમ એ એક શંકાજ છે.

## એક અગત્યની સૂચના.

દરેક ગ્રાહકે પોતાનું સીરનામુ બની શકે તેટલા સાફ-અક્ષરોમાં વિગતવાર લખવું, અમારી સાથે ગમે તેટલો લાંબો પત્ર વ્યવહાર ચાલ્યો હોય અથવા ચાલતો હોય તો પણ પ્રત્યેક પત્રમાં તેમનું સ્પષ્ટ સીરનામું તો હોવુંજ જોઇએ. જે કાગળમાં સ્વચ્છ અક્ષરો વાળું સીરનામું નહીં હોય તેનો અમલ થઇ શકશે નહીં, દરવર્ષે આવા સેંકડો કાગળો ગ્રાહકોની ભારે નિરાશા વચ્ચે અમારે રદ કરવા પડે છે. એટલાજ માટે અમે ફરી ફરીને વિગતથી આ સૂચના બ્હાર પાડવાની તક લીધી છે. પાર્સલ અથવા બુક પોસ્ટ ઉપર ચોડી શકાય એવું એક જૂદાજ કાગળના ટુકડા ઉપર પોતાનું સીરનામું ગ્રાહકો લખી મોકલશે તો તેમના સીરનામામાં કોઇપણ પ્રકારની ગફલત થવાનો ભય નહીં રહે. આશા છે કે ગ્રાહકો સીરનામા લખવામા શુદ્ધતા જાળવશે અને બની શકે તો કાગળના એક જૂદાજ ટુકડા ઉપર સીરનામું લખી મોકલશે.

## સમયની બરબાદી.

આજકાલ સૌ કોઇ જાણે છે કે પાર્સલો મોકલવામાં કલાકોના કલાકો બરબાદ થઈ જાય છે. છતાં ધારણા પ્રમાણે પાર્સલો મોકલી તેમજ મેળવી શકાતા નથી. આવા હાડમા-

રીના નજીગોમા વી પી પાર્સલ અથવા બુકપોસ્ટ મગાવી પાછુ વાળવુ એ એક પ્રકારનો અસહ્ય જુલમ ગણાય કોતરીઓ અથવા પુસ્તકનુ વી પી મગાવ્યા પછી કદાચ બહારગામ જવુ પડે તો ગૃહસ્થોએ પાછળ સૂચના આપતા જવુ જોઇએ અને વી પી પાછુ ન ફરે તેનો બદોબસ્ત કરવો જોઇએ ગ્રાહકોની બેદરકારીને લીધે ઘણી વાર બુકસેલરોને સમય અને પૈસાની બરબાદી ભોગવવી પડે છે એથી કોઇને લેશ માત્ર પણ લાભ થતો નથી જેઓ તુરતમાજ ઓર્ડર લખી મોકલશે તેમને તુરતમાજ પાર્સલ વિગેરે રવાના કરવામા આવશે

## ડીપોઝીટનો નિયમ.

બેદરકારીથી અથવા તો ભૂલથી વી પી પાછુ ન વળે એટલા માટે ઓર્ડરની સાથેજ રૂપીયા ફી૦ એક આનાની ડીપોઝીટ મોકલી આપવાની અમો આ વિનતી પત્ર દ્વારા અમારા ગ્રાહકોને ભલામણ કરીએ છીએ જેઓ આ ડીપોઝીટના નિયમને માન આપી યોગ્ય રકમ નહીં મોકલે તેઓને માલ મોકલવામા આવશે નહીં

સે પલો કોઇને મફત મોકલવામા આવતા નથી એટલે કોઇએ એવા સે પલો મગાવવાની નકામી તસ્દી ન લેવી



# શ્રી પર્યુષણ પર્વના ક્ષમાપનાના કાર્ડ, કંકોત્રી મંગાવનારાઓને મહાન લાભ.

ચોમાસાના નીવૃત્તિના પવિત્ર દિવસોમાં જૈન સાહીત્યનાં ઉત્તમોત્તમ પુસ્તકો વાંચવામાં જૈન બન્ધુંઓ પોતાનો અમૂલ્ય સમય પસાર કરે, તેમાટે ખાસ નીચેની ગોઠવણ કરવામાં આવેલ છે.

## કંકોત્રી કેટલા પ્રકારની છે?

| | નંગ. | કિંમત |
|---|---|---|
| ૧ શ્રાવકે શ્રાવકને લખવાના જૈન શ્વેતાંબર કોન્ફરન્સના ફોટાવાલા આર્ટ નોટપેપર બાળબોધ લીપીમાં. | ૧૦૦ | ૩—૦—૦ |
| ૨ શ્રાવકે શ્રાવકને લખવાના નોટપેપર્સ સોનેરી. | ૧૦૦ | ૩—૦—૦ |
| ” ” બેરંગી | ૧૦૦ | ૨—૦—૦ |
| ૩ ” ” લખવાના નોટપેપર્સ એકરંગી | ૧૦૦ | ૧—૦—૦ |
| ૪ ” ” ” | ૧૦૦ | ૦-૧૨-૦ |
| ૫ શ્રાવકે શ્રાવકને લખવાના ઉંચા સચિત્ર કાર્ડો. | ૧૦૦ | ૩—૦—૦ |
| ૬ શ્રાવકે શ્રાવકને લખવાના સજ્ઝાઇદાર કાર્ડ. | ૧૦૦ | ૧—૮—૦ |

| | | |
|---|---|---|
| ૭ ક્ષમાપનાની છ પાનાંની ચેકબુક | ૧ | ૦-૨-૦ |
| ૮ આચાર્ય મહારાજ શ્રી બુદ્ધિસાગરજી પાસેથી ખાસ તૈયાર કરાવેલી ક્ષમાપનાની ઋક્ષ. | ૧૦૦ | ૩-૦-૦ |
| ૯ રેશમી રૂમાલને ટક્કર મારે એવા જાપાનીજ કાગળના રૂમાલ અત્યંત વૈરાગી અને ક્ષમાપનાના પદોથી ભરપૂર અને ચૌદ સ્વપ્નોના ચિત્રો સહીત | ૧૦૦ | ૩-૦-૦ |
| ૧૦ મારવાડી કંકોત્રી કે કાર્ડ બેરંગી ઉંચામાં ઉંચા | ૧૦૦ | ૧-૮-૦ |
| ૧૧ મારવાડી સોનેરી કંકોત્રી | ૧૦૦ | ૨-૦-૦ |
| ૧૨ રેશમી રૂમાલ | ૧ | ૦ ૧૨-૦ |
| ૧૩ સુતરાઉ રૂમાલ | ૧ | ૦-૮-૦ |
| ૧૪ શ્રાવકે મુનીરાજોને લખવાના ઉંચા બેરંગી નોટપેપર્સ | ૧૦૦ | ૩-૦-૦ |
| ૧૫ " " કાર્ડ | ૧૦૦ | ૨-૦-૦ |
| ૧૬ મુનિરાજે શ્રાવકને લખવાના કાર્ડ કે નોટપેપર કંકોત્રી. | ૧૦૦ | ૨-૦-૦ |
| ૧૭ મોટા મુનિરાજે નાના મુનિરાજને લખવાના કાર્ડ કંકોત્રી નોટપેપર્સ | ૧૦૦ | ૨-૦-૦ |
| ૧૮ નાના મુનિરાજે મોટા મુનિરાજને લખવાના કાર્ડ કંકોત્રી. | ૧૦૦ | ૨-૦-૦ |
| ૧૯ ક્ષમાપનાના કવર | ૧૦૦ | ૧-૮-૦ |

ઉપર જણાવેલી કંકોત્રીમાંથી કે કાર્ડોમાંથી એક સાથે ૧૦૦ નંગ મંગાવનારને નીચે જણાવેલા કિંમતી પુસ્તકોમાંથી મંગાવનારની ઇચ્છા મુજબ એક પુસ્તક ભેટ આપવામાં આવશે.

(૧) આત્મસિદ્ધ શાસ્ત્ર (૨) લાલન આત્મવાટિકા (૩) ગિરનારમહાત્મ્ય (૪) આત્મપ્રદિપ (૫) મૈત્ર મૈત્રી યાને મિત્ર-ધર્મ (૬) પ્રેમથીમુક્તિ (૭) સમરાદિત્ય સંક્ષેપ્ત (સંસ્કૃત) આ ગ્રંથ મુનિરાજો સીવાય બીજાઓને ભેટ આપવામાં આવશે નહિ (૮) ધર્મબીન્દુ (૯) આનંદઘન તથા ચીદાનંદ બ્હોંતેરી.

આવી સખ્ત મોંઘવારીના સમયમાં જ્યારે સાહિત્યનો ફેલાવો કરવાનો દાવો કરનાર કહેવાતી મહાન્ સંસ્થાઓના કાર્યવાહકોએ વર્તમાન કાળે પોતાના તરફથી લડાઈ પહેલાંના પ્રગટ થયેલાં પુસ્તકોની કિંમત બેથી ત્રણગણી વધારેલી છે ત્યારે અમો આવી રીતે લાભ આપીએ છીએ તેનો વિચાર સમાજ કરશે.

ઓર્ડર મોકલનારે—વગર વિલંબે મોકલવો, પુસ્તકો સીલકમાં હશે ત્યાંસુધીજ આપવા બંધાયેલ છીએ. ઓર્ડર આપવાની સાથે ડીપોઝીટ તરીકે બે આનાની ટીકીટો મોકલવી. કારણકે વર્તમાનકાળે મંગાવીને પાછા મોકલનારની સંખ્યામા વધારો થતો જાય છે. જેના લીધે અમારે આ નિયમ રાખવા વગર છુટકો નથી. મંગાવનારે પોતાનું નામ, ઠેકાણું, ગામ, પોસ્ટ, જીલ્લો, વીગેરે સાફ અક્ષરોમાં લખવું.

લખો—

**મેઘજી હીરજી બુકસેલર C/o પાયધુની—મુંબઇ**

# અનુક્રમણિકા.

ભાવના ? સેનાપતિના ગુણો—નોકરીમાં આગળ વધવાનો માગ-નોકરે કેવો વિવેક રાખવો, સભામાં કેવી રીતે વર્તવું, શેઠને સલાહ શી રીતે આપવી ? પૃષ્ટ. ૪૯—૫૬

( ૫ ) અતિથિના લક્ષણો—અતિથિ સેવા—અન્નદાનનું માહાત્મ્ય, ભોજન કરતા પહેલા કોની સંભાળ લેવી—ભોજનનો સમય, અજીર્ણના પ્રકાર—ભોજન સંબંધી બીજા નિયમો—સ્પર્શાસ્પર્શ પરસ્પરનું એઠું જુઠું ખાવાનો નિષેધ—પાણી પીવાના સાધનો—ફળ ફુલના ભક્ષણમાં વિવેકની જરૂર, આનંદિ પ્રકૃતીની આવશ્યકતા, માતા કે બ્હેનના હાથની રસોઇમાં રહેલી ઉત્તમતા, ત્યાગી પુરૂષોને ભોજન સામગ્રી અર્પવાથી થતો લાભ, કેવું ભોજન ક્યારે લેવું ? ભોજનમાં પાણી ક્યારે પીવું, મીઠી, ખાટી વસ્તુઓમાં રાખવાનો ક્રમ—દુધના ફાયદા કયે સ્થળે ભોજન કરવા જવું, ભોજન પછી કર્તવ્યા કર્તવ્ય ભોજનમાંથી ઝેર શોધી કહાડવાનો ઉપાય. પૃષ્ટ ૫૭—૮૨

( ૬ ) સંધ્યાં સમયનો પ્રભાવ, સંધ્યા ભોજન, ભોજનનાં કણો ઉપર સૂર્ય કીરણોની અસર, સંધ્યા સમયે કયા કયા વ્યાપારો વર્જવા, દીપક તથા પલંગ વિગેરે કેવા હોવા જોઇએ, સુતા પહેલાં શું શું કરવું, પૃથગ્ શય્યાથી લાભ, શયન વિધિ, રાત્રીએ કેટલાં વાના શા માટે ન કરવા ? લગ્ન એ પાશવવૃત્તિને સંતોષવા માટે નથી, કન્યા વિક્રય વિષે સદ્બોધ, કન્યા કેવા પાત્રને આપવી ? અપાત્ર વિષે સ્પષ્ટીકરણ, વિદ્યાવાન પાત્રની પસંદગી કરવાનો આગ્રહ, શુરવીર નરને કન્યા કેમ ન આપવી ? મુમુક્ષુને કન્યા આપવાથી હાની, ભવ્યાકૃતિ પુરૂષનાં લક્ષણો, પૂજ્યપાત્ર પુરૂષ, સુખશીલ મનુષ્ય, ધન્યવાદને પાત્ર પુરૂષ, ઉન્નતીશીલ પુરૂષ, કાર્ય સાધક પુરૂષ, આદિ પુરૂષોના બાહ્ય ચિન્હો કેવાં હોય. ગતિ વર્ણ સ્નેહ સ્વર તેજ અને સત્વ ઉપરથી મનુષ્ય, પરિક્ષા કરવાની કળા,

દેવ યોની મનુષ્ય યોની તિર્યંચ યોની તથા નારકીમાથી અવતરી આવે લા મનુષ્યો કેવી રીતે પારખવા ? મનુષ્યત્વ કોને કહેવાય ? આકૃતી ઉપરથી પ્રકૃતી તપાસવાની વિદ્યા, માનવદેહ ઉપરના કુદરતી લક્ષણો, સ્ત્રી અને પુરૂષનાં લક્ષણોમા વિભિન્નતા, હાથ અને હાથની રેખાઓ વિષે વિવેચન, આંગળીઓના વિચિત્ર નામો પડવાના કારણો, ઉત્તમ હાથ કયો કહેવાય ? હથેળીના રંગો ઉપરથી અનુમાન, મણિબંધની પરીક્ષા, આંગળીઓ ઉપરથી ચતુ ભાવી સૂચન, સામુદ્રિક શાસ્ત્ર, ઉર્ધ્વ રેખા, આયુષ્ય રેખા, ધન રેખા, પુત્ર રેખા આદિના સ્થાનો, વજ્ર વત્સ હાથી બળદ તથા આયુષ્યની રેખાનો પ્રભાવ, તે રેખાઓ કયા આવેલી હોય છે, રેખાઓ ઉપર મૃત્યુનુ સૂચન, નખ ઉપરથી સૂચવાતુ ભાવી.પૃષ્ટ ૮૨-૧૨૬

(૭) વધૂના લક્ષણો, સ્ત્રીની નિંદા કરવાના કારણો, બન્ધુવાળી કન્યા પરણવાનુ કારણ, કન્યા વિવાહ યોગ્ય કયારે ગણાય ? બાળ લગ્ન કયારથી પ્રચલિત થયા અને તેથી શી શી હાની થઇ ? કંકાસ પ્રિય નારીના લક્ષણો, રોગવાળી સ્ત્રીના લક્ષણો, પગની પાટલી ઉપરથી સ્ત્રીનો સ્વભાવ ઓળખવાની રીત, દુરાચારિણી દરિદ્રી દુખી તથા અપ્રાપ્ય કન્યાનાં બાહ્ય લક્ષણો, નારીના આવશ્યક ગુણો, નારી દેહ ઉપરના ભ્રમરઓ વિષે વિવેચન, કન્યાનાં નામ પાડવામા રાખવાની સાવચેતી, વિષ કન્યાના લક્ષણો, પરસ્ત્રી પ્રત્યે કેવા ભાવથી નીહાળવુ ? આ કાળે નીતિનુ અધ પતિત ધોરણ, કઇ સ્ત્રીને પૂજ્ય માનવી જોઇએ ? અમહાય સ્ત્રીનુ રક્ષણ કરવામાં સમાએલો પુરૂષાર્થ, સ્ત્રી જાતિ કયા કયા દુર્ગુણોને લીધે તિરસ્કાર પાત્ર બને છે ? વર કપર પરામા ઉતર એવા રોગવાળી કન્યા કે પુત્રના લગ્ન નહી કરવાનો ઉપદેશ, સોળી સ્ત્રી કુટુંબમાં કેવી રીતે વર્તન કરે ? ઇર્ષ્યાળુ સ્ત્રી પ્રત્યે ભગીનભાવ ભાગ્ય કરવા ? રાજ

દ્વારે જનારી સ્ત્રી શા માટે વર્જનીય ગણાય? વ્યભિચાર વિષે શિક્ષા, લગ્ન વખતે દંપતીમાં કેવા કોલ-કરાર થાય છે તે વિષે ખુલાસો, એ પવિત્ર કરારનો કોણે ક્યારે ભંગ કર્યો ગણાય? બ્રહ્મચર્યની નવ વાડો, વ્યભિચારી સ્ત્રી પુરૂષો પોતાના પ્રાણબળની કેટલી હાની કરે છે? સ્ત્રીને વશીભૂત રાખવાનો અમોઘ ઉપાય, દાસ દાસીઓની સંગતનું પરિણામ (૧) બાળા (૨) તરૂણી, (૩) પ્રૌઢા અને (૪) વૃદ્ધા એવા સ્ત્રીના ચાર ભેદ, એ ચારે પ્રકારની સ્ત્રીની પ્રસન્નતા પ્રાપ્ત કરવાનો માર્ગ, રૂપ રંગ ગંધ ઉપરથી પડેલા ભેદો, પદ્મિની ચિત્રિણી શંખિની અને હસ્તિનીના લક્ષણો, વિલાસી પુરૂષો કામિનીઓને કેવી રીતે વશ કરે? એ વિષય ઉપર સંયમ પ્રાપ્ત કરવાનો રસ્તો, લગ્ન વખતે મુકવામાં આવતાં અંકુશો-તેના કારણો, ગર્ભાશયના દર્દો આજકાલ કેમ વધી પડ્યાં છે? મરજી માફક બાળકો શું પેદા કરી શકાય? સ્ત્રી સંભોગ કરવાનો હક્ક ક્યારે મળી શકે છે? કામી પુરૂષોની દુર્દશા, સંભોગની મર્યાદા, વિલાસી પુરૂષોનો વૈભવ, વિકાર અને સંયમનો સંબંધ, ઋતુઓ અને સ્ત્રી સંભોગ, સ્ત્રી પુરૂષ પરસ્પરને અપ્રીતિકર કેમ થાય છે? કામથી ઉન્મત્ત થયેલી સ્ત્રીના હાવભાવ, સ્ત્રીના દેખતાં શું શું ન કરવું? લક્ષ્મી સરખી સ્ત્રીના લક્ષણ, પાશ્ચાત્યોના સંસર્ગથી જન્મેલા દોષો, હાલના પોષાકની ખામી, પતિ પરદેશ ગયો હોય ત્યારે કુલીન સ્ત્રીએ કેવીરીતે વર્તવું? પૃષ્ટ ૧૨૬-૧૭૫.

(૮) બાળ લગ્નથી સંતતીની નિર્વીર્યતા, ગર્ભાશય પ્રજોત્પત્તિ માટે ક્યારે તૈયાર થયું ગણાય? ઋતુધર્મ, તે વખતે સ્ત્રીએ શી રીતે વર્તવું? ઋતુ સ્નાનનો વિધિ, ઋતુ દાનનો સમય, ચોક્કસ તિથિઓ વર્જવાની આવશ્યકતા, ભાગ્યશાળી પુત્ર તથા ગુણવંતી પુત્રીઓ શી રીતે પેદા થઈ શકે? ગર્ભ ઉપર નક્ષત્રની અસર, પુત્ર પુત્રી તથા નપુંસક

જન્મવાનુ કારણ, વીર્ય વૃદ્ધિકારક દ્રવ્યો, ગર્ભ રહ્યો કે નહી તે શી રીતે જણાય? ભાવાભાવ ઉપરથી ગર્ભનુ ભવિષ્ય, ગર્ભમા પુત્ર છે કે પુત્રી તેની પરીક્ષા, ગર્ભિણી માટે નિયમો, ગર્ભની વૃદ્ધિ શી રીતે થાય છે? સ્ત્રી-પુરુષ અને નપુંસકનુ શારીરિક બંધારણ, બાળક ઉદરમાં કેવી રીતે રહે છે? જન્મ સમયના નક્ષત્રો, બાળકને દાત આવવાનો સમય, દાંતપરથી બાળકનુ ભાવી, નિદ્રા શાથી આવે તેનુ કારણ, નિદ્રામા ઇંદ્રિયોનુ કાર્ય, નિદ્રાના પ્રકાર, ક્યિમે કાળે નિદ્રા લેવી? ભૂખ્યા પેટે નિદ્રા લીધી હોય તો? ગ્રીષ્મમા દિવાનિદ્રા પૃષ્ઠ ૧૭૦ થી ૧૯૯

(૯) ઋતુચર્યા-હેમંતચર્યા-ગ્રીષ્મચર્યા-વર્ષાચર્યા-શરતચર્યા-શિશિરચર્યા-હેમંતચર્યા, આખા વર્ષમાં કેવી રીતે વર્તવુ તે સંબંધી હિતોપદેશ, ધર્મધ્યાન કરવા વિષે ખાસ આગ્રહ, કયા દેશમા શ્રાદ્ધે વસવુ નિમિત્ત શાસ્ત્ર, રાષ્ટ્રને વિગ્રહ આફત પડવાની હોય તો કેવા ચિન્હો દેખાય? ઉપદ્રવ થવાનો હોય તો પ્રથમ શું થાય? ઇન્દ્ર ધનુષ્ય તથા વનસ્પતિમા વૈચિત્ર્ય જણાય તો શુ થાય? દુકાળનુ અગ્ર સૂચન કેવી રીતે જાણવું? ગામમા ઉત્પાત થવાનો હોય તો પશુ પક્ષીઓમા કેવું પરિવર્તન થાય? ઉત્પાત સાથે નક્ષત્રોનો સબંધ, અનિવૃષ્ટિ, મોઘવારી, સોઘવારી કે દુકાળનુ જ્ઞાન અગાઉથી શી રીતે મેળવી શકાય? મહામારી વ્યાધિ, આદિનુ આગમસૂચન, દીવાળીના દિવસે જે વાર આવે તે પરથી ભવિષ્યનુ અનુમાન, ગૃહ નવુ બંધાવવુ હોય તો ક્યો મહિનો તથા કઈ દિશા પસંદ કરવી? પ્રથમ ભોંયરી ક્યા નક્ષત્રમા કરાવવી? માપ, વ્યય તથા નક્ષત્ર વિષે ગ્રહ-પ્રકરણ, ઘરના વેધ, પાણીઆરુ ક્યા રાખવુ? વેધના ક્યા ક્યા ગણાય? વૃક્ષ તથા ધ્વજાની છાયા વિષે ખુલાસો, ઉત્તમ ગૃહનુ લક્ષણ, પાટોરીઓ કેવા લેવા જોઈએ? ઘરમાં રાત્રીએ આવતા શોભન સામગ્રી કેવી

રાખવી? આપણો વૈરી અતિથિ તરીકે આવે તો શું કરવું? ઘરની આસપાસ વૃક્ષો કેવાં પ્રકારના હોવા જોઇએ? મંદિરની ભૂમિ તથા પ્રતિમા વિષે વિવેચન-પ્રતિમાધિકાર વિગેરે-કઇ પ્રતિમા પૂજ્ય ગણાય? પ્રતિમાના ખંડિતપણા ઉપરથી અનુમાન-કઇ પ્રતિમા ઘરમાં અને કઇ પ્રતિમા દેરાસરમાં રાખવી? પ્રાસાદ રચના-પ્રતિમાની દ્રષ્ટિનું ધોરણ-શિલ્પ પરીક્ષા-પ્રાસાદની ઉંચાઇ-પહોળાઇ-લંબાઇ અને ધ્વજા-જીર્ણોદ્ધારનું વાસ્તુ ક્યારે લઇ શકાય? ભામંડળ પ્રકટાવવાનો વિધિ-કાષ્ટ પરીક્ષા.

પૃષ્ટ ૧૯૯ થી ૨૫૩

(૧૦) સંતાન પ્રેમની સાર્થકતા? બાળકને નીશાળે ક્યારે મૂકવો-પૂર્વના કળાચાર્યો-પ્રથમના આશ્રમો-ગુરૂનું કર્ત્તવ્ય-શિષ્યને ક્યાં સજા કરવી? ક્યા વિદ્યાર્થીઓ ગુરૂને પ્રિય થાય? શિષ્યે કેવો વિનય રાખવો? શિષ્યનો પોષાક કેવો હોય? ગુરૂને કેવી રીતે સંબોધવા? વિદ્યા પ્રાપ્તિના દસ કારણો-નવી વિદ્યાનો આરંભ ક્યારે થાય? ભાષાનો અભ્યાસ-તર્કશાસ્ત્ર-નીતિશાસ્ત્ર વિગેરેના અભ્યાસની શી જરૂર છે? વૈદ્ય વિદ્યાના આઠ ભેદો-કામશાસ્ત્ર, મંત્રશાસ્ત્ર, અંગ સ્ફુરણશાસ્ત્ર. આદિના અભ્યાસની જરૂર-નવકાર મંત્રનું માહાત્મ્ય.

પૃષ્ટ ૨૫૪ થી ૨૭૦.

(૧૧) વિષ ચિકિત્સા, સર્પો મનુષ્યને શામાટે કરડતા હશે? સર્પ દંશને અને તિથિ-વાર-નક્ષત્રને નજીકનો સંબંધ-દંશ ઉપરથી દરદીના ભવિષ્યની પરીક્ષા-દૂતના દેખાવ ઉપરથી દરદીના ભાગ્યનું સૂચન-શરીરના મર્મસ્થાનો અને તે ઉપર સર્પદંશની અસર, પ્રાણઘાતક ઝેરનું કમિક પરિણામ-કેવા લક્ષણોવાળો દરદી બચી જાય-સર્પના સ્થાનભેદે પ્રકાર-વિષનો ઉદયકાળ-અપરાન્ત યોગ-વારભેદે વિષની અસર-અનંત, વાસુકી આદિ નાગના લક્ષણ-વિષ કેવી રીતે શરીરમાં પ્રસરે છે અને તે ક્યાંસુધી

સુભાષ્ય ગણાય? મનુષ્યની અમૃતકળા વિષે વિવેચન-વિષ ઉતારવાના વ્યવહારિક પ્રયોગો પૃષ્ટ ૨૭૦ થી ૨૮૭

(૧૨) દર્શન શાસ્ત્રના અભ્યાસથી પ્રાપ્ત થતી આત્મશાંતિ-જૈન દર્શન મહિમા-સદ્દેવતત્ત્વ-સ્યાદ્‌વાદ-નવતત્ત્વ-જીવાજીવ-ગુરૂસ્વરૂપ દિગમ્બર તથા શ્વેતામ્બર સાધુમાં ભિન્નતા-મીમાંસક મતની માન્યતા-બુદ્ધધર્મનું સ્વરૂપ-બૌદ્ધ ધર્મની પેટા શાખાઓ-સાંખ્યમત-શૈવમતનું સ્વરૂપ, ન્યાયમત-વૈશેષિકના માન્ય પદાર્થો-નાસ્તિકનું મન્તવ્ય-અનુમાન, ઉપમિતિ, આપ્ત કથન, આદિનુ સ્પષ્ટીકરણ, સદાચારની કીમત-વાણી-વિનયનો સામાન્ય ઉપદેશ-વાણીની મનોહરતા કેવી રીતે આણવી? પ્રશંસા અને નિંદામાં સમભાવ રાખવા વિષે-ક્યાં મૌન સેવવું? અભિપ્રાય એકદમ ન આપી દેવો-કઠોર શબ્દો કેવી યુક્તિથી કહેવા? વચમાં બોલી ઉઠવાની કુટેવ ટાળવા વિષે-પુનરૂક્તિ દોષ વિષે વિવેચન, વચન આપતાં પહેલાં કેટલી વાતોનો વિચાર કરી લેવો? રહસ્યારહસ્ય વિવેક, મનુષ્યની દૃષ્ટિમાં તેનું હૃદય કેવી રીતે પારખવું? નેત્ર પરિક્ષાદ્વારા માણસના નસીબની પરીક્ષા, નોળીઆ, મયૂર, તથા કુકડાના જેવા નેત્રો હોય તો શું સમજવું? ભૂત વળગ્યું હોય તે માણસની નજર કેવી હોય? ક્યારે કયે રસ્તે જવું તે સંબંધી સામાન્ય સૂચના, માર્ગે ચાલતાં દૃષ્ટિ ક્યાં રાખવી? પ્રયાણ કરતાં પહેલાં રાખવી જોઈતી સાવધતા, વળાવવા માટે ક્યાં સુધી જવું? પ્રવાસમાં રાખવાની સાવચેતી, હાથી, ઘોડાથી કેટલું દૂર ચાલવું? કેવા સ્થાનમાં આશ્રય લેવો? પૃષ્ટ ૨૮૭ થી ૩૨૦

(૧૩) મનતન ચલાવવાનું સ્થાન-મસલતમાં સાથે કોને રાખવો, કોની સાથે મસલત ચલાવવી? મસલતના સ્થાનમાંથી નીકળ્યા પછી શું કરવું? નિર્બળતાની ભાવનાઓ ફેંકી દેવા વિષે, આપત્તિમાં પણ કર્તવ્ય

# છપાય છે! છપાય છે!! છપાય છે!!!

છેલ્લા દશ વર્ષ થયા અમારી પાસે એજ ફરીયાદ મુખ્યત્વે આવ્યા કરતી કે " શ્રાવકોને તેમના નિત્યના ધર્મકૃત્યોમાં સરળતા થાય એવો કોઇ ગ્રંથ ક્યાં છે? અમોયે એ ફરીયાદનો સંતોષકારક ઉત્તર આપવા ડાયરીની સાઇઝમાં એક બે સુબ ગ્રંથ બહાર પાડવાનો ઠરાવ કર્યો છે.

આ ઉપયોગી ગ્રંથ શ્રાવણ માસમાં બહાર પડશે. આ ગ્રંથના અગાઉથી બે આના ડીપોઝીટ મોકલી ગ્રાહક થનાર પાસેથી કિંમત રૂપીઆ બે લેવામાં આવશે, અને પાછળથી કિંમત રૂપીઆ ત્રણ લેવાનો ઠરાવ કરેલ છે.

## છપાય છે.

જે શ્રાવકો પોતાનું શ્રાવકપણું ઉજ્વળ બનાવવા ચાહતાં હોય તેમને માટે આ ગ્રંથ એક સલાહકાર તરીકેનું કર્તવ્ય બજાવે છે.

**આ ગ્રંથમાં નીચે મુજબ ફોટાઓ દાખલ કરવામાં આવશે.**

૧ શ્રી મહાવીરસ્વામી
૨ શ્રી ગૌતમસ્વામી
૩ શ્રી પાર્શ્વનાથજી
૪ શ્રી કેશરીઆનાથજી
૫ શ્રી મણીભદ્રજી યક્ષ
૬ શ્રી ચક્રેશ્વરી દેવી
૭ શ્રી પદ્માવતીજી દેવી
૮ શ્રી ચોવીશ તીર્થંકર અને નવપદજીનું મંડળ.

આ દર્શનીય છબીઓ ખાસ મોટા ખર્ચે તૈયાર કરાવેલ છે. આ ગ્રંથનું પુઠું અતિ સુંદરમાં સુંદર બનાવવામાં આવશે.

ચેતવણી આપીએ છીએ કે આ ગ્રંથના ગ્રાહક થવામાં જો વિલંબ કરશો તો પાછળથી પસ્તાશો.

આ ગ્રંથનું નામ — —

# સરસ સચિત્ર સ્તવનાવળી છે.

અને

તેના ગ્રાહક વધુ હોય તો નીચેના શિરનામે
તમારૂં નામ રજીસ્ટર કરાવી કુપન મગાવીલ્યો.

મેઘજી હીરજી બુકસેલર,

# સ્ત્રી–પુરૂષોનો સાચો સલાહકાર

# વિવેક વિલાસ

યાને

## સૂરિ શિષ્ય સંવાદ

(૧)

સૂરિ—તમે બરાબર વખતસર જ મ્હારી પાસે આવી પહોંચ્યા છો. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થની પ્રાપ્તિ ઇચ્છનાર મનુષ્યોએ રાત્રીનો આઠમો પહોર બાકી રહે તે વખતે–અર્થાત્ લગભગ સાડા ચાર વાગે પથારીમાંથી જાગૃત થવું જોઇએ.

શિષ્ય—પણ કેટલીક વખત રાત્રી બેચેનીમાં અને સ્વપ્નમય સ્થિતિમાં પસાર થાય છે તેનું શું કારણ હશે? ગુરૂદેવ!

સૂરિ—કોઈ અનુભવેલી વાત મનમાં રહી જવાથી, પ્રત્યક્ષ જોયેલી વસ્તુનું ધ્યાન કર્યા કરવાથી તેમજ અજીર્ણ, ચિંતા અને સ્વભાવદોષ આદિ કારણોને લીધે મનમાં વ્યાકુળતા થઇ આવવાથી, મનુષ્યો પુરી નિદ્રા લઇ શકતા નથી, તેથી તેમની રાત્રી સ્વપ્નાઓ જોવામાં જ પસાર થઇ જાય છે.

શિષ્ય—એ સ્વપ્ન સાચા પડતાં હશે કે નહીં ?

સૂરિ—મેં ઉપર જે કારણો દર્શાવ્યાં તે કારણોના પરિણામે જો સ્વપ્ન આવ્યાં હોય તો તે બિલકુલ નિષ્ફળ જાય છે, પણ તે ઉપરાંત સ્વપ્ન આવવાના બીજાં કેટલાંક દૈવી કારણો હોય છે. ધર્મકૃત્યના પ્રભાવથી તેમજ દેવતાદિના જે સ્વપ્ન આવે છે, તે ઘણી વાર ખરાં પડે છે.

શિષ્ય—દૈવી કારણો વિનાનાં જે સ્વપ્નાં આવે તે બધાં શું નિરર્થક જતાં હશે ?

સૂરિ—નહીં, સ્વપ્નશાસ્ત્ર એ આપણું એક પ્રાચીન શાસ્ત્ર છે. તે સંબંધમાં આપણા પૂર્વાચાર્યોએ પોતાની દિવ્ય દૃષ્ટિથી એવાં સત્યો શોધી કાઢ્યાં છે કે જેનો પુરેપુરો ખ્યાલ હજી પાશ્ચાત્ય પ્રજાને નથી આવી શક્યો. ટુંકામાં એટલું સમજી લેવું બસ થશે કે જેઓ તદ્દન નીરોગી હોય છે, જેઓ પોતાની ઇંદ્રિયોને સંયમમાં રાખી શકે છે અને જેઓ નિર્દોષ તથા પવિત્ર ચિત્તવાળા હોય છે, તેમનાં સ્વપ્ન કદિ મિથ્યા થતાં નથી.

શિષ્ય—એજ સંબંધમાં બીજી એક વાત પૂછી લઉં. સઘળાં સ્વપ્ન તુરતમાં જ પોતાનો પ્રભાવ બતાવતા હશે ?

સૂરિ—સામાન્ય રીતે એવો નિયમ છે કે રાત્રીના પ્રથમ પહોરે જે સ્વપ્ન આવે તે પ્રાયઃ એક વર્ષે પોતાનો પ્રભાવ બતાવે, બીજા પહોરનું સ્વપ્ન છ માસે, ત્રીજા પહોરનું ત્રણ માસે, ચોથા પહોરનું એક અને માસે રાત્રીની છેલ્લી બે ઘડીએ દીઠેલું સ્વપ્ન દશ દહાડે અને સૂર્યોદયના વખતનું સ્વપ્ન તુરતમાં જ ફળ આપે છે.

શિષ્ય—અમુક સ્વપ્નનુ ફળ સારૂ વા માઠુ આવશે, તે કેવી રીતે જાણી શકાય ?

મુનિ—એ વિષય જરા ગંભીર છે એટલા માટે ગુરૂની સાંનિધ્યમા તેનો અભ્યાસ થવો જોઇએ સ્વપ્નના અર્થ સમજવામા બહુજ બુદ્ધિમત્તાની અને વિવેકની જરૂર પડે છે આવી બુદ્ધિમત્તા અને વિવેક ન હોય તો ઘણીવાર તેનુ માઠુ પરિણામ આવે છે શાસ્ત્રમા ફરમાવવામા આવ્યું છે કે સ્વપ્ન સબંધી વાતો જેની તેની પાસે ન કર્યા કરવી બની શકે તો સદ્ગુરૂ પાસે જઇ સ્વપ્નનો ખુલાસો મેળવવો

શિષ્ય—ચોક્કસ પ્રકારના સ્વપ્નનુ પરિણામ ચોક્કસ પરિણામમા આવવુ જ જોઇએ, પછી તે ગમે તેને કહી સભળાવો, તેથી માઠુ પરિણામ કેવી રીતે આવે ?

મુનિ—એકજ દાખલો આપુ એક એવી પ્રચલિત કથા એ છે કે એકવાર એક બાઇએ સ્વપ્નાવસ્થામા મ્હોટો સાગર નિહાળ્યો અને તે સાગરનુ પોતે પાન કરી ગઇ ! સવારમા ઉઠી, બાઇએ આ વાત પોતાની એક ભોળી બ્હેનપણીને કહી સભળાવી પેલી બ્હેનપણી આ સ્વપ્નવૃત્તાન્ત સાભળી એકદમ બોલી ઉઠી કે—" બ્હેન! અરર ! એક-બે લોટા જેટલુ પાણી પીવાથી પેટ ફાટી જાય, તો પછી એક સાગરનુ પાણી પીવાથી તારી શી દુર્દશા થશે, તેનો કાઇ ખ્યાલ કર્યો ? તારૂ પેટ તો હમણા ને હમણા જ ફાટી જવુ જોઇએ ? " આ ઉત્તર સાભળી પેલી બાઇ ગભરાઇ ગઇ કથાર કહે છે કે છેવટે તે બાઇ ત્યાંને ત્યાંજ મરી

ગઇ. હવે જો આને આજ વાત તેણે પોતાના સુજ્ઞ પતિ કે સદ્ગુરૂ પાસે કરી હોત તો તેને કેટલો બધો લાભ થાત, એ અમે સારી રીતે સમજી શકીએ છીએ. મતલબ કે એવી વાતો જ્યાં ત્યાં કર્યાં કરવાથી લાભને બદલે નુકશાન જ થાય છે, એ વાત ધ્યાનમાં રાખવી.

શિષ્ય—આપે કહ્યું કે શરીરમાં વ્યાધી રહ્યા કરતો હોય, તો રાત્રી બેચેનીમાં પસાર થાય છે. વ્યાધીનું મૂળ મ્હોટે ભાગે મળ-પ્રકોપ હોય છે, એ મળ-પ્રકોપ ન થાય એવો કાંઇ સરળ ઇલાજ બતાવશો ?

સૂરિ—વત્સ ! જેઓ આપણા પ્રાચીન શાસ્ત્રોનો અભ્યાસ કરવો મુકી દઇ, આરોગ્ય અને સુખને માટે સંપૂર્ણ આડાં-અવળાં ફાંફાં મારે છે, તેઓ કદાપિ સંપૂર્ણ આરોગ્ય અને સુખ મેળવી શકતાં નથી. બીજી વાત કરવાથી વિષયાંતર થશે. હાલ પ્રસંગોપાત એટલુંજ કહીશ કે મળશુદ્ધિને માટે આપણા આર્ય-શોધકોએ જે એક સરળ અને અસરકારક ઉપાય શોધી કાઢ્યો છે, તે ઉપાય જો નિયમિતપણે ચાલુ રાખવામાં આવે તો હું ધારૂં છું કે પેટનાં અને માથાનાં અસંખ્ય દર્દો દૂર થયા વિના ન રહે ? એ ઉપાય પણ એવો સહજ અને સરળ છે કે એક ઝુંપડીમાં વસનાર તદ્દન કંગાળ પણ તેનો લાભ લઇ શકે !

શિષ્ય—તે ઉપાય કૃપા કરીને જલદી બતાવી દ્યો ! હું તે સાંભળવાને બહુ ઉત્સુક છું.

સૂરિ—તારી ઉત્સુકતા જોતા મને લાગે છે કે, જ્યારે તું તે ઉપાય સાભળશે ત્યારે તારા આશ્ચર્યનો પાર નહીં રહે લોકોને સ્વાભાવિક અને સહજસાધ્ય કુદરતી ઉપાયોમા બહુ શ્રદ્ધા રહેતી નથી, એ ખરેખર દુર્ભાગ્યનો વિષય છે?

શિષ્ય—મને આપની ઉપર સંપૂર્ણ શ્રદ્ધા છે આપ જે કહેશો તે વ્યાજબી જ હશે, એમ હુ અંત કરણથી સ્વીકારૂં છુ

સૂરિ—સાભળ ત્યારે, પ્રાત કાળમા ઉઠી જળપાન કરવાથી મળ-દોષ અનાયાસે દૂર થઇ જાય છે જળપાન કેટલુ કરવુ એ પ્રકૃતિ ઉપર આધાર રાખે છે કેટલાકો તો ધરાઈને જળપાન કરવાનુ કહે છે, જ્યારે કેટલાકો આઠ ખોબા પાણી પીવાનુ કહે છે પ્રારભ કરનારાઓએ ધીરે ધીરે જળપાનનો અભ્યાસ કરવો જોઇએ

શિષ્ય—જળપાનનો કાઇ વિધિ હશે કે નહીં?

સૂરિ—જળ એવી નિર્દોષ વસ્તુ છે કે, તે સબધે બહુ ભય રાખવાનુ કારણ રહેતુ નથી અલબત્ત આટલી વાત ધ્યાનમા રાખવી જોઇએ, કે જળપાન કર્યા પછી નિદ્રા ન કરવી જોઇએ તેમજ પરિશ્રમ પડે એવુ કાર્ય ન કરવુ જોઇએ પ્રાત કાળના સમયમા શાસ્ત્રીય વાતોનો વિચાર કરવાથી તેમજ પવિત્ર પુરુષોના જીવનચરિત્રોનુ સ્મરણ કરવાથી આત્માની સઘળી ગ્લાની દૂર થાય છે એટલા માટે જળપાન કર્યા પછી સ્વસ્થ ચિત્તે એવી ધાર્મિક ક્રિયોનુ મનન કરવું, એ વધારે હિતાવહ છે

શિષ્ય—ઠડા જળને બદલે નરમાગરમ પાણી પીવાથી

જો મળશુદ્ધિ થતી હોય તો પછી ગરમ જળ પીવામાં કાંઇ હરકત ખરી ?

સૂરિ—પ્રારંભમાં કદાચ ગરમ જળ આંતરડાઓ ઉપર અસર કરે અને સ્વસ્થતાના જેવું જણાય, પરંતુ એકંદરે તેની અસર બહુ નુકશાનકર્ત્તા થાય છે. કારણ કે ગરમ જળનો અભ્યાસ થઇ જવાથી આંતરડાઓ તદ્દન દુર્બળ અને હઠીલા બની જાય છે. દુર્બળ અશ્વને ઉપરાઉપરી ચાબુકના પ્રહારો પડે તો તે પ્રહારને લીધે ઘડીભર દોડવા લાગે, પણ તે તેની સ્વાભાવિક ગતિ તો નજ કહેવાય. પ્રહારોનું પરિણામ એ આવે કે અંતે તે અશ્વ છેક શક્તિરહિત બની જાય. ગરમ જળ જેવા ઉપાયો તેમજ એવા બીજા કેટલાક ઉપચારો શરૂઆતમાં સુફળ બતાવે, તો પણ ડાહ્યા પુરૂષો તેને યથાસાધ્ય વર્જવાનું જ પસંદ કરે છે.

શિષ્ય—મળશુદ્ધિને માટે ચોક્કસ સમય મુકરર કરી શકાય કે કેમ ?

સૂરિ—મળોત્સર્ગ એ એક સ્વાભાવિક ક્રિયા છે. તેનો અસ્વાભાવિક રીતે રોધ કરવાથી ભયંકર દર્દો ઉત્પન્ન થાય છે. અધોવાત, વિષ્ટા, તૃષા, છીંક, હેડકી, નિદ્રા, ઉધરસ, શ્રમજનિત શ્વાસોચ્છ્વાસ, બગાસું, અશ્રુપાત વિગેરે સ્વાભાવિક ક્રિયાઓ ઉપર બળાત્કાર નહીં કરવો જોઇએ. મનુષ્યો કામ-ધંધામાં મશગુલ બની, કેટલીકવાર એ સ્વાભાવિક હાજતો ઉપર અકુદરતી દબાણ મુકે છે, પણ તેનું પરિણામ વિવિધ વ્યાધીઓ રૂપે એવું

તો જીવલેણ નીવડે છે કે, પછી હજારો ઉપાયો કરવા છતા એ જીવલેણ વ્યાધીઓ નિવારવાનુ દુઃસાધ્ય થઇ પડે છે નિયમીત અને શુદ્ધ સાત્વિક આહાર-પાન, તેમજ નિયમિત અને ધર્મ-નીતિમય વ્યવહાર એજ આપણા આર્યાવર્ત્તનુ એક મ્હોટામા મ્હોટુ ગૌરવ છે જ્યા એ માર્ગનુ રક્ષણ થાય છે, ત્યા આધિ, વ્યાધિ, ઉપાધિ પ્રવેશ કરી શકતા નથી

શિષ્ય—સમજ્યો સર્વ રોગોનુ મુખ્ય કારણ મળ-પ્રકોપજ હોય છે, એમ મે પ્રથમ સાભળ્યુ હતુ પણ તેવો મળ-પ્રકોપ ન થવા પામે એવો કોઇ સહજ-સરળ અને ઘરગતુ ઉપાય મારા જાણવામા ન હતો આપની કૃપાથી આજે એ જ્ઞાન થયું મળોત્સર્ગ કરી આવ્યા પછી ગૃહસ્થ પુરૂષોએ શુ કરવુ જોઇએ ?

સૂરિ—તુ એમ માની લેતો જણાય છે કે હુ જે કાંઈ અત્યારે કહુ છુ, તેથી અધિક કઇ જાણવાપણુ રહેતુ જ નથી ? ખરી હકીકત એ છે કે હુ અત્યારે તને જે કહી રહ્યો છુ, તે તો મહા-સાગરના એક બિંદુ રૂપ પણ નથી એક માત્ર આરોગ્યનો જ વિષય જ આપણા પૂર્વપંડિત પુરૂષોએ એવી સુક્ષ્મતાથી અને વિશાળતાથી ચર્ચ્યો છે કે, આખી જીંદગી તેનો અભ્યાસ કરવામા ગુજારીએ તો પણ તે વિષય પુરેપુરો બુદ્ધિગમ્ય ન થાય દાખલા તરીકે મળોત્સર્ગ સબંધી જ તેમણે એવા ઉંડા સ્પષ્ટીકરણો કર્યા છે કે, જો હુ તને તે કહેવા લાગુ તો તને તે નિરર્થક પ્રલાપ અને ગાડપણ જેવા જ લાગે

શિષ્ય—કૃપા કરીને મને એ બધું ટુંકામાં સમજાવો. અમને પોતાને તો એવો અવકાશ ક્યાંથી જ હોય કે અમે જાતે તે સઘળા ગ્રંથોનો પાઠ કરી શકીએ ? આપના જેવા પરોપકારી પુરૂષો દુધમાંથી માખણ બનાવીને આપે, તેના ઉપર જ અમારો તો નિર્વાહ ચાલે.

સૂરિ—જો તને કંટાળો આવતો ન હોય અને પૂર્વપુરૂષોના કથન ઉપર શ્રદ્ધા હોય તો સાંભળ. એક મળોત્સર્ગના વિષયમાં જ કેટલું બધું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે ? "રાખ અથવા છાણ જ્યા પડયું હોય, જ્યાં ગાયો ફરતી-હરતી હોય, જ્યાં રાફડો આવેલો હોય, વિષ્ટા વિગેરે મલિન વસ્તુઓ જ્યાં પડેલી હોય, ઉત્તમ વૃક્ષ અથવા અગ્નિ સળગતો હોય, જ્યાં પાણી ભરવાનું કે વિસામો લેવાનું સ્થાનક હોય, એવે ઠેકાણે અથવા રાજમાર્ગ ઉપર, સ્મશાન નજીક કે નદીના કાંઠે, બનતાં સુધી મળ-મૂત્રોનો ત્યાગ કરવો નહીં." તેની સાથે વળી; એમ પણ કહેવામાં આવ્યું છે કે-પવનનો પ્રવાહ જે દિશામાંથી આવતો હોય, તે દિશા તરફ પોતાની પુંઠ ન કરવી જોઇએ; સ્ત્રીઓ અથવા પૂજ્ય પુરૂષોની દૃષ્ટિ-બ્હાર જવું જોઇએ, તેમજ પત્થર ઉપર બેપગ એવી રીતે મુકવા કે, જેથી ધીરે ધીરે મળ-મૂત્રનો ત્યાગ કરી શકાય. તે પછી કાંટો કે કાંકરો ન હોય એવી માટી લઇ, મળદ્વારની શુદ્ધિ કરવી. પછી બીજાં-આડાં-અવળાં કામો રહેવા દઇ હસ્ત-પદાદિનું પ્રક્ષાલન કરવું." આ બધી શાસ્ત્રિય વિધિ છેક બુદ્ધિમાન્ અને સુખની ઇચ્છાવાળા

પુરૂષો દેશ-કાળ પ્રમાણે એ વિધિને માન આપે તો બહુ લાભ પ્રાપ્ત કરે એમાં શક નથી.

શિષ્ય—અત્યારે લોકોનો મ્હોટો ભાગ ભાગ્યે જ એ વિધિને અનુસરતા હશે.

સૂરિ—એનું પરિણામ પણ પ્રત્યક્ષ જ છે? કેટલા બધા લોકો પેટના દર્દી, અને ચેપી રોગોથી પીડાય છે? લોકો બહારથી સ્વચ્છ દેખાવાનો હદ ઉપરાંતનો પ્રયત્ન કરે છે, પણ આરોગ્યના સંરક્ષણ માટે જે પ્રયત્ન ખાસ આવશ્યક છે, તે તો કોઇ વિરલ નજર કરતો હશે. મળોત્સર્ગની ક્રિયા પતી ગયા પછી, મનુષ્ય માત્રે થોડી ઘણી વ્યાયામ-કસરત કરવી જોઇએ. વ્યાયામથી દેહ કસાય છે, અને અંગમાં સ્ફુર્તિ આવે છે.

શિષ્ય—જેને અંગમહેનતનું કામ કરવું પડતું હોય તેને કસરતની જરૂર પડે. પણ અમારા જેવા માણસો કે જેને માત્ર દુકાનમાં કે ઘરમાં બેસી રહેવાનું હોય તેમને કસરતની શી જરૂર?

સૂરિ—દેહની જ્યાંસુધી જેટલી જરૂર હોય ત્યાંસુધી કસરતની પણ તેટલીજ જરૂર છે. એ કોઇએ સ્વીકારવી જોઇએ. અંગ-મહેનત કરનાર તો, હરકોઇ પોતાની કમાણી અર્થે શારીરિક મહેનત કરે, પણ જેમને આખો દિવસ બેસી જ રહેવાનું હોય, તેમણે તો હરકોઇ ઉપાયે પ્રાત:કાળે કે સંધ્યાકાળે થોડી હરવા-ફરવાની ને દોડવા વિગેરેની કસરત કરવી જોઇએ.

શિષ્ય—ગાડીમાં કે અશ્વ ઉપર સવારી કરીને ફરવા જઇએ, તે કસરત કહેવાય કે નહીં?

સૂરિ—ગાડીમાં જવાથી ખુલ્લી હવાનો લાભ મળે, પણ તેથી દેહને કસાવાપણું મળતું નથી. અશ્વ ઉપર બેસીને બ્હાર મેદાનમાં નીકળી પડવું એ અલબત્ત ઉપયોગી છે. તેમ કરવાથી આપણા અંગને તથા અશ્વને પણ કસરત મળે છે, પરંતુ સૌ કરતાં સરસ રીત તો એજ છે કે, જે વડે શરીરના તમામ અંગો–પાંગોને મહેનત પહોંચે અને પસીનો છુટવા પામે, એવી વ્યાયામ કરવી જોઇએ. જુઓ, આજે તમારૂં શરીર કેટલું દુર્બળ તથા નિસ્તેજ જણાય છે? પાંચશેર ભાર હાથમાં ઉપાડી પાંચ પગલાં ચાલતાં પણ તમે હાંફી જાઓ છો? ક્યાં ગયો તમારો પૂર્વનો જુસ્સો? ક્યાં ગયું તમારૂં પૂર્વનું અંગબળ? વૈભવમાં પડવાથી અને નિત્ય ગાદી ઉપર પડ્યા રહેવાથી તમે તમારૂં અંગબળ તથા તેની સાથે મનોબળ પણ ગુમાવી દીધું છે? તમને આજે બ્હારનું જગત્ મનુષ્યત્વહીન માની બેઠું છે અને ખરૂં જોતાં તમારામાં કોઇ પણ પ્રકારનું એવું સામર્થ્ય નથી રહ્યું કે, જગતની ઇતર પ્રજા તમને એક પ્રજા તરીકે મત આપે.

શિષ્ય—અમારાં દેહ દુર્બળ બન્યાં છે, એ વાત કબૂલ કરીએ, પણ તેની સાથે અમારાં મનમાં દુર્બળતાએ પ્રવેશ કર્યો છે, એમ કેવી રીતે કહી શકાય?

સૂરિ—દેહ અને મનને પરસ્પરમાં કેવો નિકટનો સંબંધ છે તે તમે નથી જાણતા, તેથીજ આવા ઉદ્ગાર કહાડો છો. એક–બીજાની દુર્બળતાની અસર પરસ્પરને કદિ પણ થયા વિના રહેતી નથી. તમે જ્યારે અશક્ત બની માંદગીને બીછાને

પડ્યા હો છો, ત્યારે તમારું મન કેટલી જાતના તરંગો કર્યા કરે છે? તમારી અશક્તાવસ્થામાં તમે વાત વાતમાં કેટલા બધા ચીડાઈ જાઓ છો? તમારી બીજી વાસનાઓ કેટલી બધી ઉગ્ર બની જાય છે? જો તમે લક્ષપૂર્વક આ બધી બાબતોનો વિચાર કર્યો હશે, તો તમને દેહની સાથે મન અને આત્માને કેવો ગાઢ સંબંધ છે, તે સમજાયા વિના નહીં રહ્યું હોય મારી કહેવાની મતલબ એજ છે કે, મનુષ્યમાત્રે કેવળ શરીરના સુખને અર્થે નહીં, પણ મન અને આત્માની સબળતા સાચવી રાખવાની ખાતર પણ વ્યાયામ કરવી જોઈએ વ્યાયામથી શરીર સ્ફુર્તિમાં રહે છે, તેમ મન પણ પ્રફુલ્લિત થાય છે મન એજ પાપ-પુણ્યમાં કારણભૂત છે, એમ તમે અત્યારપૂર્વે સાંભળ્યું હશે ત માટામાં પુરતું શરીર-સામર્થ્ય હોય તોજ તમે મનોનિગ્રહ કરી શકો મન ઉપર સંયમ રાખવો એ કાંઈ કંગાળ-દરિદ્રી કે દુર્બળ કાગડા-કીડાઓનું કામ નથી તેને માટે તો મનુષ્યત્વ જોઈએ શરીરને કેળવ્યા વિના વિધિ પરિસહો સહન કરી શકાતા નથી

શિષ્ય—હવેથી હું વ્યાયામ કરવાનું લક્ષમાં રાખીશ

સૂરિ—તમે એકલા તમારા શરીરને કસો એજ બસ નથી તમારી પ્રજા તથા તમારા સંબંધીજનોને પણ તમારે વ્યાયામના ફાયદા તમારા પોતાના પ્રત્યક્ષ દૃષ્ટાંતથી બતાવી આપવા જોઈએ તમે પ્રથમ જે એવી શંકા કરી કે "અમને વ્યાયામની શી જરૂર છે? અમારે રણક્ષેત્રમાં લડવા જવું છે? અમારે કયા મજુરી કરવા જવું છે" એવી શંકાઓ ઘણાને થાય

છે. લડવા જનારને અથવા મજુરી કરનારને જ દેહબળની જરૂર હોય, એમ માનવું એ મોટી અજ્ઞાનતા છે. કસરતી મનુષ્ય મ્હોટે ભાગે નિર્ભય અને નિડર બને છે અને નિર્ભયતા એ આત્માનો ગુણ હોવાથી તેનું આત્મબળ ધીમે ધીમે ખીલવા લાગે છે. વ્યાયામને એટલા જ માટે હું ધાર્મિક મહત્ત્વ આપવા પ્રેરાયો છું.

શિષ્ય—મારી એ શંકા તો દૂર થઇ. હવે વ્યાયામ પછીનો વિધિ કૃપા કરીને બતાવશો ?

સૂરિ—વ્યાયામ પછી દંતધાવનનો વિધિ જાણવો જોઇએ. પાચનશક્તિનો ઘણોખરો આધાર દાંત ઉપર જ રહેલો છે. જેના દાંત સારા હોય છે અને જેઓ દાતનો સારી રીતે ઉપયોગ કરે છે, તેમને વ્યાધિઓ હેરાન કરતા નથી. દાંતના સંરક્ષણ અર્થે દંતધાવનનો વિધિ સૌએ જાણી લેવો જોઇએ.

શિષ્ય—દાતણ તો અમે બનતાં સુધી રોજ કરીએ છીએ. છતાં અમારી દાંત સંબંધી ફરીયાદ હમેશાં ચાલુ જ રહે છે, તેનું શું કરવું ?

સૂરિ—એક જ કાર્ય બે જુદા જુદા માણસો કરે તેમાં ઘણો ફેર પડે છે. ડાહ્યો માણસ જે કાર્ય કરે છે તે દીપી નીકળે છે, તેનો શ્રમ અને સમય સાર્થક થાય છે, જ્યારે અબુઝ માણસ તે ને તે જ કાર્ય કરવા છતાં, તેવો લાભ મેળવવામાં પછાત રહે છે. તમે બધા દાતણ કરો છો એ વાત ખરી, પણ દાતણ કેવું લેવું જોઇએ, કેવી શાંતિથી દાતણ કરવું જોઇએ અને

દાતણ કર્યા પહેલા તથા પછી દંતશુદ્ધિ માટે શુ કરવુ જોઇએ, એ વિષય ભાગ્યે જ કોઇ જાણતુ હશે

શિષ્ય—અમે તો પ્રાત કાળમા ઉઠતા જ દાતણ મ્હોમા નાખી જરા ચાવ્યુ–ન ચાવ્યુ, કરી કહાડી નાખીએ છીએ દાતણ કરવુ એમા તે વળી વિધિ કે શાંતિની જરૂર જ શી ?

સૂરિ—પ્રાત કૃત્યો સંપૂર્ણ શાંતિ અને ઉદ્દેશ પુર સર જ થવા જોઇએ, એ વાત ઘણા લોકો ભુલી ગયા છે દાતણ મ્હોમા નાખતા પહેલા પોતાની ટચલી આગળીથી દાતના પેઢા ઘસવા જોઇએ એમ કરવાથી પેઢા મજબુત થાય છે દાતણ પણ સીધુ, ગાઠ વિનાનુ, મારો કર્યો થાય તેવુ, જેનો અગ્ર ભાગ કોમળ હોય એવુ, બાર આગળ લાબુ, ટચલી આગળી જેટલુ જાડુ, જાણીતા વૃક્ષનુ તથા સારી ભૂમિમા ઉગેલા વૃક્ષનુ દાતણ મનુષ્યે પસંદ કરવુ જોઇએ દાતણને ટચલી આગળી અને તેની જોડેની આગળી એ બેની વચ્ચે પકડી, જમણી અથવા ડાબી દાઢે ધીમેથી સારી રીતે ઘસવુ દાત ઘસતી વખતે બીજી વાતોનો તર્ક-વિતર્ક નહીં કરતા, દંતશુદ્ધિનુંજ લક્ષ બરાબર રાખવાનુ જોઇએ દાતણ કરતી વખતે દાતની આજુ બાજુના માસને પીડા ન થાય એ ધ્યાનમા રાખવુ દુર્ગંધવાળુ, અંદરથી પોલુ, સુકુ તથા મીઠુ ખાટુ–ખારૂ દાતણ વર્જવુ જોઇએ

શિષ્ય—દાતણ કદાચ ન મળી શકે તો ?

સૂરિ—દાતણના અભાવે કોગળાથી મુખશુદ્ધિ કરી

લેવી, પરંતુ જીભ ઉપરનો મેલ તો હુમેશા ઘસીને ઉતારવો જોઇએ. દાતણ હોય તો તેના ચીરીઆ કરી જીભ સાફ કરવી, પછી ત ધોઇ શુદ્ધ ભૂમિ ઉપર નાંખી દેવી.

શિષ્ય—દાતણ હુમેશાં ગમે તેવી અવસ્થામાં કરવું જ જોઇએ, એવો કાંઈ નિયમ છે ?

સૂરિ—નહીં. દાતણનો ઉદ્દેશ મુખશુદ્ધિનો છે. વૈદ્યક-વિજ્ઞાન કહે છે કે, ખાંસી—શ્વાસ—જ્વર, અજીર્ણ—સોજો—તૃષા મુખપાક તથા માથાના, નેત્રના, હૃદયના અને કાનના દુખાવામા રોગીઓએ દાતણ ન કરવું જોઇએ. અલબત્ત મુખશુદ્ધિ કરવાની મનાઇ નથી.

શિષ્ય—કેટલાક નાક વાટે પાણી પીવાનું કહે છે તેનો શું ઉદ્દેશ હશે ?

સૂરિ—પ્રાતઃકાળમાં ધીરે ધીરે નાક વાટે ચોખ્ખું પાણી પીવાથી ઘણા રોગોનો નાશ થાય છે. પ્રારંભમાં એમાં અભ્યાસ કરનારને જરા મુશ્કેલી જેવું જણાય છે. પણ ધીમે ધીમે એ મુશ્કેલી દૂર થઇ શકે છે. વૈદ્યકશાસ્ત્ર કહે છે કે, જે પુરૂષો હમેશાં નાક વાટે પાણી ઉતારે છે, તેમના મુખમાં સુગંધી, સ્વરમાં સ્નિગ્ધતા તથા, ઇંદ્રિયોમાં નિર્મળતા અને દેહમાં કોમળતા રહે છે. જુઓ, હાથીઓ નાક વાટે પાણી પીએ છે, તેથી તેઓ કેવા નીરોગી અને બળવાન્ રહી શકે છે ? યોગીઓ આ વિષયનું માહાત્મ્ય બહુ વર્ણવે છે.

શિષ્ય—દંતધાવન પછી આપ કયા અગત્યના કાર્યને સ્થાન આપો છો ?

સૂરિ—સુખશુદ્ધિને મે પ્રથમ સ્થાન આપ્યુ છે, એટલે તે સર્વ કરતા વધુ ઉપયોગી છે અને તેની પાસે બીજા વિષયો ગૌણ છે, એમ માની લેવાની ઉતાવળ કરવી ઘટતી નથી પ્રાત-કાળમા પથારીમાથી ઉઠતા સૌ પ્રથમ માત-પિતાને તથા ઘરના વૃદ્ધ વડીલોને નમસ્કાર કરવા જોઇએ માત-પિતાની સેવા એ દેવસેવા જેટલી જ મહત્વની છે માત-પિતાને તથા આચાર્યને દેવતુલ્ય વર્ણવવામા આવ્યા છે તેઓ આપણા ઉપર જે ઉપકારો કરે છે અને કર્યા છે, તેનુ વર્ણન કોઇ કરી શકયુ નથી આવા ઉપકારીઓની સેવા-ભક્તિ કરવાથી તેમના અત કરણનો આશિર્વાદ આપણા ઉપર ઉતરે છે અને તેથી સુખ અને ધર્મની પ્રાપ્તિ થાય છે માત-પિતા તથા વૃદ્ધ પુરૂષોની સેવા કરવી અને તીર્થયાત્રા કરવી એ બન્ને સરખા છે, એમ પણ કોઈ કોઇ સ્થળે ઉપદેશમા આવ્યુ છે

શિષ્ય—માત-પિતાની સેવા-ભક્તિ સૌ સુસ્તાનો કરે એ સ્વાભાવિક છે જેઓ તેમ નથી કરતા તેઓ આ લોકમા નિદાય છે અને પરલોકમા પણ દુ ખી થાય છે જેઓ પોતાના વડીલો અને વૃદ્ધોનો અનાદર કરે છે તેઓ વૃદ્ધાવસ્થામા પોતાના સતાનો તરફથી એવોજ અનાદર મેળવી દુ ખી થાય છે અને પશ્ચાત્તાપમા જીદગી પુરી કરે છે આવા ઘણા દાખલાઓ અમારા સસાર-વ્યવહારમા જોવામા તથા સાભળવામા આવે છે

સૂરિ—એટલાજ માટે મનુ જેવાને એટલે સુધી કહેવુ પડયુ છે કે—“ વૃદ્ધ મા-બાપ, શીળવતી ભાર્યા, અને અજ્ઞાન પુત્રનુ ભરણ-પોષણ સેકડો અકાર્યો કરીને પણ કરવુ ”

શિષ્ય—અકાર્યો કરીને પણ માત-પિતાદિને સંતોષ આપવો એવું વિધાન કરવાનું શું કારણ ?

સૂરિ—માત-પિતાની સેવા એ પણ એક ધર્મકાર્ય છે. ધર્મની ખાતર અધર્મ કરવો એ જોકે અનુચિત છે, પણ અહીં અકાર્યો કરવાં જ એવો કાંઇ આગ્રહ નથી. મતલબ એ છે કે પોતે જાતે દુઃખો સહીને-ગમે તે ભોગે માતૃ-પિતૃ સેવા કરવી જ જોઇએ. તે અર્થે કદાચ ન કરવા યોગ્ય કાર્યો કરવાં પડે તોપણ કરવાં. મનુમહારાજનો આશય એ ભક્તિનું ગૌરવ બતાવવાનો છે. આજકાલ જેઓ અસત્ય અને અપ્રમાણિકતાથી શ્રીમંત બની પોતાના વૃદ્ધ વડીલોનો અનાદર કરે છે, તેઓ જો એટલું સમજે કે તેમની શ્રીમંતતા અને સંપત્તિનો ખરો સદ્-ઉપયોગ વડીલોની સેવામાં જ રહેલો છે, તોપણ ઘણું છે. શાસ્ત્રોમાં એમ સ્પષ્ટપણે પ્રબોધવામાં આવ્યું છે કે-જેઓ વૃદ્ધ વડીલોની સેવા કરતા નથી, તેમનાથી ધર્મ વેગળો રહે છે અને જેઓ રાજાની સેવા કરતા નથી, તેમનાથી દ્રવ્ય વેગળું રહે છે.

શિષ્ય—આપશ્રીએ પ્રાતઃકૃત્યોનું વર્ણન કરતાં પ્રસંગોપાત પિતૃભક્તિનો જે ઉપદેશ આપ્યો છે, તે મારા અંતઃકરણમાં ઉંડો ઉતરી ગયો છે. હું કુદરતી રીતે જ મારાં વૃદ્ધ માત-પિતા અને સગાં-સંબંધીઓની સેવા કરવા ઉત્સુક રહ્યા કરૂં છું કારણ કે હું માનું છું કે દેવ-દેવીઓ કરતાં પણ માત-પિતા પોતાનાં સંતાનો ઉપર અનેકગણા ઉપકારો કરે છે. દેવો તો જ્યારે એકાગ્રતા પૂર્વક તેમની સેવા-ભક્તિ અને સાધના કરીએ ત્યારેજ પ્રસન્ન થઇ આપણું કલ્યાણ કરે, પરન્તુ માત-પિતા

તો આપણા સેકડો દોષો નીહાળવા છતા આત્મવત્ ગણી પાલન-પોષણ કરી મનુષ્ય બનાવે છે

સૂરિ—બગ દીલથી વડીલ અને વૃદ્ધોની સેવા કરનારાઓ યથાર્થ સેવકો બની શકે છે, તેઓ જ વિશ્વની સેવા કરી પરમ ફળની પ્રાપ્તિ કરી શકે છે માટે હવે તમને એ સબંધે વિશેષ કઇ કહેવાપણુ રહેતુ નથી આજે એ વિષયને એટલેથી બધ કરી, ચાલો દેવ દર્શન કરી આવીએ

(૨)

શિષ્ય—આપે ગઇ કાલે દેવદર્શન નિમિત્તે તૈયાર થવાની સૂચના આપી તેજ વખતે મને એ વિષે આપની પાસેથી કેટલુ ક જાણી લેવાની ઇચ્છા ઉદ્‌ભવી હતી, પરંતુ અનુકૂળતા ન હોવાથી મે તત્ સંબધે કાઇ પ્રશ્ન કર્યો ન હતો

સૂરિ—શ્રાવકના પ્રાત કૃત્યોમા સ્નાનવિધિ પણ આવી જાય છે દેવમદિરમા જતા પહેલા દરેક શ્રાવકે પોતાના અગોપાગો જળસ્નાન વડે શુદ્ધ કરી લેવા જોઇએ સ્નાન કરવાનુ સ્થાન જીવ-જતુથી રહિત અને સ્વચ્છ હોવુ જોઇએ સ્નાન ત્રણ પ્રકારના છે શિર સ્નાન-એટલે મસ્તક પર્યતનુ સ્નાન, બીજુ કંઠસ્નાન, એટલે ગળા સુધીનુ સ્નાન અને ત્રીજુ અવયવ સ્નાન એટલે મલીન અવયવોની જ શુદ્ધિ કરી લેવી તે અર્થાત્ આ ત્રણ સ્નાનમા આરોગ્યને અનુકૂળ આવે તેવુ સ્નાન કરી લેવુ કદાચ એ ત્રણ સ્નાનમાથી એક પણ સ્નાનની અનુ-

ફૂળતા ન હોય તો પછી મનમાં પવિત્ર મંત્રનું ચિંતન કરી શુદ્ધ વસ્ત્રો પહેરી મંદિરમાં જવું. મંત્રસ્નાન એ પણ એક પ્રકારનું સ્નાન જ છે. કારણ કે તેથી મન અને દેહ પવિત્ર થાય છે.

શિષ્ય—ચોક્કસ તિથિઓમાં સ્નાન કરવાનો નિષેધ દર્શાવવામાં આવ્યો છે એ વાત શું સત્ય છે ?

સૂરિ—બીજ, આઠમ, દશમ, તેરસ વિગેરે તિથિઓમાં સ્નાન વર્જવાનું કહેવામાં આવ્યું છે, પણ દેવપૂજા નિમિત્તે શુદ્ધ જળ વડે સ્નાનાદિ કરવામા કંઈ હરકત નથી. રોગી, મુસાફરી કરી આવેલા, ભોજન કરી રહેલા અને કંઈપણ માંગલિક કાર્ય કરી રહેલા મનુષ્યે સ્નાન કરવાનું મુલતવી રાખવું જોઇએ. કારણ કે તેમા વૈદ્યક દૃષ્ટિએ અને શુકનશાસ્ત્રની દૃષ્ટિએ કેટલીક બાધ આવે છે.

શિષ્ય—સ્નાન પહેલાં કેટલાકો તૈલાભ્યંગની ભલામણ કરે છે તેનું શું કારણ હશે ?

સૂરિ—તૈલાભ્યાંગનો અર્થ શરીરે તેલનુ મર્દન કરવું એવો થાય છે. પ્રાચીન કાળમા આ મર્દનની પરંપરા પ્રચલિત હતી. આજકાલ સમયના સંકોચને લીધે કે બીજા ગમે તે કારણે ગૃહસ્થો તૈલાભ્યંગને બહુ મહત્ત્વ આપતા નથી. શ્રી મહાવીર સ્વામીના ચરિત્રમાં પણ આપણે વાંચીએ છીએ કે તે વખતે મહા બળવાન મલ્લો પ્રભુના દેહ ઉપર તેલનું મર્દન કરી તેમને સ્નાન કરાવતા હતા. તેલના મર્દનથી શરીર પુષ્ટ અને કાંતિવાન બને છે. શરીરના સૂક્ષ્મ છિદ્રો ખુલ્લા થઈ જવાથી તે

છિદ્રો વાટે પસીનો બહાર છુટે છે અને તેથી દેહમા વિકાર ઉપજવાનો ભય ટળી જાય છે વૈદ્યકશાસ્ત્રમા તૈલાભ્યંગનુ બહુ માહાત્મ્ય ગાવામા આવ્યુ છે

શિષ્ય—તેલના મર્દનથી એ સિવાય બીજો કાઈ ઉપકાર થતા હશે ?

સૂરિ—પોતાના હાથે મર્દન કરવાથી આખા શરીરને કસરત મળે છે તેથી અગોપાગો સુદૃઢ બને છે વૈદ્યક શાસ્ત્રમા કહ્યુ છે કે આખા શરીરે તેલનુ મર્દન ન થઇ શકે તો પછી હાથ-પગની પેની તથા કર્ણદ્વયમા યથાવિધિ તેલ મર્દન કરવુ એ આવશ્યક છે જેઓ નિત્ય આવા અભ્યગની સાથે સ્નાનાદિ ક્રિયાઓ કરે છે, તેમને ત્વચાના સબધી કદિ ફરીયાદ કરવી પડતી નથી આજકાલ આપણી શારીરિક સ્થિતિ નબળી થતી આપણે પ્રત્યક્ષ નીહાળીએ છીએ લોકોને સાત્વિક-શુદ્ધ દ્રવ્યો મળી શકતા નથી છતા બીજી તરફ શરીરને નુકસાન કરે એવા વ્યસનો અને ઉત્તેજક ખાન-પાનોનો છુટથી પ્રચાર થતો જાય છે લોકો જો તૈલાભ્યગની સાથે આહાર-વિહારની વ્યવસ્થા રાખે તો શરીર સબધી ફરીયાદો રદ્ થયા વિના રહે નહીં

શિષ્ય—આપે શુદ્ધ જળથી સ્નાન કરવાનુ સૂચવ્યુ, પણ તે શુદ્ધ જળ કોને કહેવુ ?

સૂરિ—ચડાળોએ અથવા હલકા કામો કરનારાઓએ જે જળ ડોળી અને બગાડી નાખ્યુ હોય, જે જળ વૃક્ષોથી સદા ઢકાયેલુ રહેતુ હોય અને જેમા સેવાળ બાઝી ગઇ હોય તેવા

જળાશયમાં સ્નાન કરવાથી શુદ્ધ જળસ્નાનનો લાભ મળી શકતો નથી. વળી અજાણ્યા તથા વિષમ માર્ગવાળા જળાશયમાં સ્નાન કરવાનું સાહસ ન કરવું જોઇએ.

શિષ્ય—સ્નાન કર્યા પછી કેટલાક લોકો તુરત જ જમવા બેસી જાય છે એ ઉચિત છે ?

સૂરિ—ઠંડા પાણીથી ન્હાયા પછી તુરત ઉષ્ણ ભોજન કરવું ન જોઇએ. તેવીજ રીતે ઉષ્ણ જળથી સ્નાન કર્યા પછી શીતળ ભોજન ન કરવું.

શિષ્ય—સ્નાન પછી કેટલાક લોકો શુકન જુએ છે તે શું હશે ?

સૂરિ—તેને શુકન નહીં પણ વ્યાધીનું એક સૂચક ચિન્હ કહેવું તે વધારે યોગ્ય છે. વાત એમ છે કે ન્હાએલા પુરૂષને જો પોતાની છાયા છિન્ન ભિન્ન અથવા ઉલટી જણાય, દાંત પરસ્પર ઘસાવા લાગે અને શરીરમાંથી મડદા જેવી દુર્ગંધ આવવા લાગે તો એ રોગીનું ત્રણ દિવસમાં મરણ થાય એમ કહેવાય છે. વળી ન્હાઇ રહ્યા પછી જો તુરત જ છાતી અને પગ સુકાઈ જાય તો છઠ્ઠે દિવસે તેનું મરણ થાય એમ પણ મનાય છે, પણ તે વાતને આપણે અત્યારે જવા દઇશું.

શિષ્ય—નક્ષત્રોને સ્નાન સાથે કઇ સંબંધ હશે ખરો ?

સૂરિ—જેઓ રોગથી છુટા થવા માગતા હોય તેમણે શુક્રવારે અથવા સોમવારે તથા રેવતી, આશ્લેષા, ત્રણ ઉત્તરા, સ્વાતિ, પુનર્વસુ અને મઘા એટલા નક્ષત્રોમાં ન્હાવું નહીં એવું વિધાન જોવામાં આવે છે.

શિષ્ય—ત્યારે કયા નક્ષત્રોમા સ્નાન કરવાથી નીરોગ થવાય ?

સૂરિ—રિક્તા તિથિ એટલે ચોથ, નવમ, અને ચૌદસ, મંગળવાર તથા રવિવાર, ક્ષીણ ચંદ્રમા, અસ્થિર લગ્ન અને બીજે, ત્રીજે, આઠમે તથા અગીયારમે સ્થાને ક્રૂર ગ્રહો એવો યોગ હોય તો રોગવિમુક્તિને અર્થે ન્હાવું ફળદાયક મનાય છે

શિષ્ય—સ્નાનની ખાસ આવશ્યકતા કયા કયા પ્રસંગોમા ગણાય છે ?

સૂરિ—સ્ત્રીસંગ કર્યા પછી, ઉલટી થયા પછી, સ્મશાનમા ચીતાનો ધુમાડો લાગ્યા પછી, ખરાબ સ્વપ્ન આવ્યા પછી અને ક્ષાર કર્મ કરાવ્યા પછી ગળેલા શુદ્ધ જળથી સ્નાન કરવુ જોઇએ

શિષ્ય—ક્ષૌર કર્મના સંબંધમા જ્યોતિષીઓનો શુ મત છે ?

સૂરિ—ચોથ, છઠ, આઠમ, નવમ, ચૌદસ અને અમાવાસ્યા એ છ તિથિઓમા હજામત–ક્ષૌર કર્મ ન કરાવવુ એવો જ્યોતિષવિદ્યાના પંડિતોનો અભિપ્રાય છે

શિષ્ય—વારને માટે એ વિષે શો નિયમ છે ?

સૂરિ—બુધ, ગુરૂ, શુક્ર અને સોમ ક્ષૌર કર્મને વિષે પ્રેમ, આરોગ્ય અને સુખને આપવાવાળા છે એમ પંડિત પુરૂષો કહે છે

શિષ્ય—અને નક્ષત્રોના સંબંધમા એવો કંઇ નિયમ છે?

સૂરિ—મૃગ, પુષ્પ, ચર નક્ષત્ર-સ્વાતિ, શ્રવણ, ધનિષ્ઠા, શતતારકા, જ્યેષ્ઠા, અશ્વિની, હસ્ત, ચિત્રા અને રેવતી એટલા નક્ષત્રોને વિષે ક્ષૌરકર્મ કરાવવું શુભ છે એમ પણ વિદ્વાન લોકો કહે છે.

શિષ્ય—ક્ષૌર કર્મનો ખાસ નિષેધ ક્યારે જાણવો ?

સૂરિ—રાત્રિએ, સંધ્યાકાળને વિષે, વિદ્યાભ્યાસના આરંભમાં તેલમર્દન-ભોજન-અને સ્નાન કરી રહ્યા પછી તથા યાત્રાએ અથવા સંગામને વિષે જતાં, ઉત્સવના દિવસમાં કે પર્વમાં તો ક્ષૌરકર્મ નજ કરાવવું.

શિષ્ય—સ્નાનાદિથી પરવારી, સ્વચ્છ વસ્ત્રો પહેરી પહેલું કર્ત્તવ્ય શ્રાવકે કયું કરવું ?

સૂરિ—એમ ઉતાવળ કરવાની જરૂર નથી. સ્વચ્છ વસ્ત્રો પરિધાન કરવા એ તારી વાત અલબત સત્ય છે, પણ ક્યારે કેવી રીતના વસ્ત્રો પહેરવા એ વાત પણ શાસ્ત્રદ્રષ્ટિએ જરા વિચારવા જેવી છે.

શિષ્ય—સ્વભાવદોષને લીધે ઉતાવળ થઈ ગઈ હોય તો તે માટે ક્ષમા માગું છું. કેવા વસ્ત્રો કઇ રીતે પહેરવાં તે સમજાવવાની પ્રથમ કૃપા કરો.

સૂરિ—પોતાની પાસે જેટલું ધન હોય તેને શોભતો પોષાક મનુષ્યમાત્રે ધારણ કરવો જોઇએ. કહેવાનો આશય એવો છે કે આર્થિક સ્થિતિ સારી ન હોય તે છતા કીંમતી વસ્ત્રાભૂષણો પહેરી પોતાને પરમ ધનવાન બનાવવાનો દંભ ક-

રવો એ સભ્યજનોને માટે ઉચિત નથી તેવીજ રીતે યોગ્ય ધનપાત્ર વ્યક્તિઓએ છેક દરિદ્રતાવાળો અને હીનતાભર્યો કંગાળ પોષાક પહેરવો એ પણ અનુચિત છે પોષાક પોતાની સ્થિતિ અને પ્રતિષ્ઠાને બંધબેસતોજ હોવો જોઇએ તે ઉપરાંત શીતકાળ-ઉષ્ણકાળ વિગેરેનો પણ વિચાર કરવો જોઇએ કેટલાક લોકો સખત તાપના દિવસોમા પણ શીત ઋતુને બંધબેસતો થાય એવો ઉનનો પોષાક પહેરી પોતે હેરાન થાય છે, જ્યારે કેટલાક શીયાળામા પણ ઝીણા વસ્ત્રો પહેરી વિવિધ વ્યાધીઓના ભોગ થઇ પડે છે તે ઉપરાંત પોતાની ઉમરને અનુસરતો હોવો જોઇએ એક યુવક વૃદ્ધપુરૂષના જેવો પોશાક પહેરે તો તે કેવો કઢંગો લાગે ? આ બધી વાતો નિરૂપયોગી જેવી જ લાગશે, પરંતુ ઉપયોગી સત્યો હમેશા એવાજ સાદા અને સરળ હોય છે એ તમારે ભૂલવાનુ નથી. એવા સત્યોનો જ્યારે અનાદર થાય છે, ત્યારેજ મનુષ્યો આધિ-વ્યાધી અને ઉપાધિને ભોગ થઈ પડે છે

શિષ્ય—નવા વસ્ત્રો પહેરવામા વાર-નક્ષત્રની કાંઈ વ્યવસ્થા છે ?

સૂરિ—નવુ વસ્ત્ર પહેરવુ હોય તો બુધ, રવિ, શુક્ર અને ગુરૂ એ ચાર વાર શુભ ગણાય છે રક્ત રંગનુ વસ્ત્ર પહેરવુ હોય તો મંગળવાર પણ શુભ જાણવો શ્વેતવસ્ત્ર-પરિધાન કરવુ હોય તો ધનિષ્ઠા, રોહિણી અને ત્રણ ઉત્તરા, રેવતી અશ્વિની, હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા અનુરાધા, પુષ્ય અને પુનર્વસુ એટલા નક્ષત્રો શુભ ગણાય છે

શિષ્ય—સ્ત્રીને કુસુંબી વસ્ત્ર પહેરવું હોય તો ?

સૂરિ—તો તેણે પુષ્ય, પુનર્વસુ, રોહિણી, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા અને ઉત્તરા ભાદ્રપદા એટલાં નક્ષત્રો વર્જવાં. કારણકે તેમ નહીં કરવાથી પતિને અસુખ થાય છે.

શિષ્ય—વચમાં એક શંકા કરવા બદલ ક્ષમા આપો તો કેટલોક ખુલાસો કરી લઉં.

સૂરિ—જે સ્થળે શંકાનું સમાધાન થઇ શકે તેમ હોય તેવે સ્થળે મનમાં શંકાનું શલ્ય રાખી મુકવું એ તદ્દન અનુચિત છે. હું તમારી શંકાઓનું સમાધાન કરવા તૈયાર છું. ખુશીથી બોલો.

શિષ્ય—સ્નાન-ક્ષૌરકર્મ અને વસ્ત્રપરિધાન જેવી બાબતોમાં આટલાબધા વિધિઓ અને નિષેધો મુકવાનું શું કારણ હશે તે મારી બુદ્ધિમાં ઉતરતું નથી. એવી બાબતોની સાથે ગ્રહ-નક્ષત્રો વિગેરેનો કાંઇ સંબંધ હશે કે શાસ્ત્રકારોએ પોતાની મતિ પ્રમાણે વિધિ-નિષેધો ઘડી કહાડ્યા હશે.

સૂરિ—આપણે જે પૃથ્વીમાં વસીએ છીએ તેની આસપાસ અનેકાનેક ગૃહો-ઉપગૃહો અને નક્ષત્રો આવી રહેલાં છે. પૃથ્વીતળ ઉપર વસનાર દરેક પ્રાણી તેની સારી-નરસી અસરનો અનુભવ કરે છે. રૂતુનો ફેરફાર એ વસ્તુતઃ ગ્રહો-નક્ષત્રો અને વાતાવરણનોજ ફેરફાર છે. એ ફેરફારને લીધે આપણા જીવન ઉપર કેવી અસર થાય છે તેનો થોડો-ઘણો અનુભવ સૌ કોઇને થઈ ચુક્યો હોય છે. એક રાત્રી-દિવસમાંજ કેટલું

બધુ વૈચિત્ર્ય જોવામા આવે છે ઘણાખરા દુષ્કર્મો તથા પાપો મ્હોટે ભાગે રાત્રીના સમયમા જ થાય છે આત્મઘાત જેવા અપકૃત્યોનુ પ્રમાણુ ચોક્કસ ઋતુમા વધારે પડતુ આવે છે એમ કેટલાક શોધકોએ પુરવાર કર્યું છે કહેવાની મતલબ એજ છે કે નક્ષત્ર વિગેરેના ફેરફારથી શરીર અને મન ઉપર તેની યથાયોગ્ય અસર થયા વિના રહેતી નથી આપણા પૂર્વજો અને વિદ્વાન આચાર્યોની દ્રષ્ટિમા આ વાત આવી હતી અને તેથી તેમણે સૂક્ષ્મમા સૂક્ષ્મ પરિવર્ત્તનને લક્ષમા લઈ વિધિ-નિષેધો ઘડી રાખ્યા છે

શિષ્ય—તો પછી એ વિધિ-નિષેધના લેશમાત્ર પણ ભગ કરનારને તત્કાળમા જ તેનુ કડુ ફળ પ્રાપ્ત કરવુ જોઈએ પરન્તુ તેતો જોવામા આવતુ નથી

સૂરિ—જ્યા આખી જીદગી અકુદરતી રીતે પસાર થઈ જતી હોય, ત્યા ન્હાના-ન્હાના દોષોનુ દુષ્પરિણામ જોવામા ન આવે તે તદ્દન બનવાજોગ છે આજે તો શ્વાસોચ્છ્વાસની ક્રિયાથી લઈ જીવનની તમામ ક્રિયાઓ લગભગ બેદરકારી અને અવિવેક પૂર્વક કરવામા આવે છે લોકોને યોગ્ય વિધિપૂર્વક આહાર કરવાનો કે શુદ્ધ વાયુ સેવવાનો પણ અવકાશ ભાગ્યેજ મળતો હશે પરિણામ એ આવ્યુ છે કે લોકોના શરીરના બાધા દિન-પ્રતિદિન નબળા થતા જાય છે, મનમા અનેક પ્રકારના વિકૃત ભાવો સ્થાન લેતા જાય છે અને તેની અસર આખા જમાના ઉપર થાય છે મહામારી, અકાળમૃત્યુ તથા મોઘવારી વિગેરે શુ છે ? એ બધુ અસ્વાભાવિક જીવનનુજ પરિણામછે

શિષ્ય—આપ સ્વાભાવિક અને કુદરતી જીવન કેને કહો છો ?

સૂરિ—તે વિષે વિસ્તાર કરવાથી વિષયાંતર થઇ જાય અને બીજી ઉપયોગી વાતો રહી જાય એવો ભય રહે છે. છતાં કુદરતી જીવન કેવું હોય તે પ્રશ્નના ઉત્તરમાં હું માત્ર આપણા પૂર્વજોનાં જીવન ઉપર દ્રષ્ટિ કરવાની તમને ભલામણ કરૂં છું. તેઓ બની શકે તેટલી સાદાઈથી અને પવિત્રતાથી પોતાનું જીવન ગાળી શકતા હતા. તેઓ જીવનના અને સૂક્ષ્મ વસ્તુઓના પણ ઊંડા અભ્યાસી હતા. તેમના કેટલાક વિધિ-નિષેધો વાંચતાં આપણને નવાઈ લાગે એ કુદરતી છે, પરંતુ આપણે એટલું નથી ભુલવું જોઈતું કે તેઓ કેવળ સ્થૂળ વસ્તુમાં જ શ્રદ્ધા ધરાવતા ન હતાં. સૂક્ષ્મ અસરોના પણ તેઓ ઉંડા અભ્યાસી હતા અને તેથી તેમણે, આપણને જે વાત છેક નજીવી લાગે તે વાતનો પણ વિચાર કરી પોતાનું જીવન વ્યવસ્થિત રાખવા ઉપરાંત આપણને તેનો વારસો ગ્રંથો દ્વારા આપતા ગયા છે.

શિષ્ય—પૂર્વના પુણ્યશાળી અને પ્રતિભાશાળી પુર્વજોને યાદ કરી હું મારૂં મસ્તિષ્ક ઝુકાવું છું અને અંતઃકરણથી તેમની ભક્તિ કરૂં છું. વિધિ-વ્યવસ્થા પાળવી એ પ્રત્યેક આર્યસંતાનનું પવિત્ર કર્ત્તવ્ય છે, પરંતુ વસ્ત્ર-પરિધાન જેવી બાબતમા એવી વિધિ કેવી રીતે સચવાય ? ધારો કે ઉપરીની આજ્ઞાને લીધે કે બીજા કોઇ ઉત્સવ નિમિત્તે નવાં વસ્ત્રો પહેરવા

હોય અને ક્ષૌરકર્મ કરાવવું હોય તો તે વખતે નક્ષત્ર આદિનો બાધ કેવી રીતે પરીહરવો ?

સૂરિ—તેનો પણ ખુલાસો છે શાસ્ત્રમાં ખુલ્લું કહેવામાં આવ્યું છે કે ઉત્તમ પુરૂષની આજ્ઞા હોય, વિવાહ-ઉત્સવ હોય અને પોતાનો સ્વામી આપે તો તે વસ્ત્ર પહેરવામાં તિથિ, વાર નક્ષત્ર, ચંદ્રમા કે વિશિષ્ટિ ઇત્યાદિકનો વિચાર ન કરવો વળી, રાજાની આજ્ઞાથી ક્ષૌર કર્મ કરાવવું પડે તો નક્ષત્ર જોવાય નહીં, કેટલાક શુભાર્થી લોકોએ કહ્યું છે કે તીર્થને વિષે અથવા શોકને લીધે ક્ષૌર કરાવવું હોય તો એ નક્ષત્રનો બાધ જોવો નહીં

શિષ્ય—વસ્ત્રનો જ વિષય જ્યારે નીકળ્યો છે ત્યારે હું પુછી લઉં છું કે કોઇના ઉતરેલા વસ્ત્રો તથા પગરખા વિગેરે ન પહેરવાનો જે રીવાજ છે તેમાં શું હેતુ હશે ?

સૂરિ—કારણ કે તેમ કરવાથી લેનારના મનમાં દીનતાનો પ્રવેશ થાય છે પોતે દરિદ્ર હોઇ બીજાની કૃપાને લીધે પોતે નભી શકે છે એવી નબળાઈ તેના આત્મામાં આવે છે બીજાના ઉતરેલા વસ્ત્ર તથા પગરખા પહેરનાર માણસ સદા દીન-દરિદ્ર રહે છે, એમ કહેવામાં નીતિકારનો કંઈક ઉંડો આશય હોય એમ સમજાય છે

શિષ્ય—તો પછી કેવા વસ્ત્રનું દાન કરવું ?

સૂરિ—વસ્ત્રદાન એ બહુ ઉપકારક દાન છે પણ જે વસ્ત્ર દાનાર્થે આપવું હોય તે વસ્ત્ર દાન કરનારના પોતાના પરિશ્રમથી તૈયાર થયેલું હોવું જોઇએ એ વાત ભાગ્યે જ કોઇ જાણતું હશે

પ્રથમના સમયમાં આટલા યંત્રો કે કારખાનાઓ નહોતાં. તે વખતે લોકોનો મ્હોટો ભાગ પોતાને ત્યાં જ રૂ વિગેરે કાંતી વસ્ત્રો તૈયાર કરાવતાં. આવાં વસ્ત્રોનું દાન કરવું એજ યથાર્થ દાન છે. બાકી ગમે તેવું ઉતરેલું-હલકું અને આપણી આર્થિક સ્થિતિને ધક્કો પહોંચાડનારૂં વસ્ત્ર દાનમાં આપવાથી કંઇ ખરૂં દાન ન ગણાય.

**શિષ્ય**—પહેલાના વખતમાં લોકો પોતે જાતે વસ્ત્રાદિ સામગ્રી તૈયાર કરતા અને તેમ નહીં તો પોતાના ગામ કે પ્રાંતમાં જ તે ઉપજાવી લેતા એમ મેં ગ્રંથોમાં વાંચ્યું છે. પોતાના પસીનાના ટીપાથી તૈયાર થયેલું દ્રવ્ય કે વસ્ત્ર દાનમાં અપાય તોજ તે યથાર્થ દાન છે. આપણને જે વસ્તુ ન ગમતી હોય અથવા જે વસ્તુ સહેલાઇથી મળી શકતી હોય તે વસ્તુ અન્યને અર્પણ કરવી તે અલબત્ત ઉદારતા છે, પરંતુ તેમાં સ્નેહ-અર્પણતા કે ભકિતના અંશો નથી આવી શકતા એટલું તો હું પણ કબુલ કરૂં છું. હવે આપણે પ્રસ્તુત વિષયમાં આગળ વધીએ.

**સૂરિ**—કેટલાક લોકો નવા વસ્ત્રના નવ ભાગ કલ્પી તે પરથી ફળાફળ જાણવાનો પ્રયત્ન કરે છે. કંઇક નવું જાણવાનું મળે અને તેની સાથે મનોરંજન થાય એટલા માટે પ્રસંગોપાત એ વાત પણ આજ સ્થળે કહી દઉં છું.

એક વસ્ત્રના નવ ભાગ કરવા. તે એ રીતે કે ચાર ખુણાનાં ચાર ભાગ. બે કિનારીના બે ભાગ, બે છેડાના બે ભાગ, અને

એક વચલો ભાગ એ નવ ભાગમા પહેલા ચાર ભાગ દેવતાના, બીજા બે ભાગ દૈત્યના, ત્રીજા બે ભાગ મનુષ્યના અને ચોથો એકજ છે તે રાક્ષસનો જાણવો યથા —

| | | |
|---|---|---|
| દેવ | દૈત્ય | દેવ |
| મનુષ્ય | રાક્ષસ | મનુષ્ય |
| દેવ | દૈત્ય | દેવ |

હવે જો નવુ વસ્ત્ર દેવતાના ભાગમા કાદવથી ખરડાયેલુ ફાટેલુ હોય તો ઉત્તમ લાભ થાય, દૈત્યના ભાગમા હોય તો રોગનો સંભવ થાય, મનુષ્યના ભાગમા હોય તો મધ્યમ લાભ થાય અને રાક્ષસના ભાગમા હોય તો મરણ થાય

શિષ્ય—હવે વસ્ત્ર પરિધાન પછી આપ કયો વિષય ચર્ચવા માગો છો ?

સૂરિ—સુખી પુરૂષોએ સારા વસ્ત્રો તથા આભુષણો પહેરી મંદિર ઉપાશ્રય વિગેરે ધર્મસ્થાનકે જવુ એવુ મુખ્ય વિધાન છે

શિષ્ય—મંદિર અને ઉપાશ્રયમા જતા ઉત્તમ અલંકાર અને વસ્ત્રો ધારણ કરવા તેનુ શુ કારણ ?

સૂરિ—મંદિર અથવા ઉપાશ્રય એ રાજદરબાર કરતા કોઈ રીતે ઉતરતી પંક્તિના નથી જેવી રીતે રાજ્ય મંદિરે જતા આપણે ઉત્તમ વસ્ત્રાલંકારો સજીએ છીએ, તેવીજ રીતે સદ્ગુરૂ પાસે જતા કિંવા પ્રભુના મંદિરમા જતા બહુ મૂલ્ય વસ્ત્રો ધારણ

કરવાં જોઇએ એમ કરવાથી પોતાનું પૂર્વભવનું પુણ્ય પ્રેક્ષકોની દ્રષ્ટિએ ચ્હડે છે અને પુણ્યના ફળ સ્વરૂપ પ્રાપ્ત થતી સંપત્તિને જોઇ લોકો પુણ્યની મહત્તા પીછાનવા લાગે છે.

શિષ્ય—મંદિરમાં જતાં સાથમાં બીજી કઇ સામગ્રી રાખવી ?

સૂરિ—ખાલી હાથે મંદિર જેવા પવિત્ર સ્થાનોમાં ન જવું જોઇએ. ફળ-ફૂલ અથવા અક્ષત જેવી વસ્તુઓ દેવ સમીપે ધરવાથી આત્મા ઉલ્લાસ પામે છે. જો કે દેવને તે વસ્તુની કશી જરૂર નથી હોતી તથાપિ આપણા ચિત્તની શુદ્ધિ અને ભાવ-બળ ખીલવવામાં એ નિમિત્તભૂત થાય છે.

શિષ્ય—રોગાદિ કારણથી મંદિરમા.ન જવાય તો પ્રતિ-નિધિ મોકલવાથી ગરજ સરે ખરી ?

સૂરિ—કેટલાક લેભાગુ પંડિતો એકની બાધા બીજા પાસે પળાવવાની વ્યવસ્થા, લોભ લાલચને વશીભૂત થઇ આપે છે એમ સાંભળવામાં આવ્યું છે, પરંતુ તેમ કરવું એ દયાજનક અજ્ઞાનતા છે. એકની પ્રતિજ્ઞા અન્ય મનુષ્ય પાળે એથી મૂળ પ્રતિજ્ઞા કરનારને કેવી રીતે લાભ મળે ? તેવીજ રીતે તમે ધર્મ-કાર્ય ન કરો પણ તમારા નોકર-ચાકર પાસે કરાવો તો તેથી તમારી આત્મપરિણતિ કેવી રીતે સુધરે ? સ્થુળ વસ્તુની પ્રાપ્તિ કરવી હોય તો પ્રતિનિધિથી બની શકે, પરંતુ આત્મશુદ્ધિ અને ધર્મભાવ જેવી સૂક્ષ્માતિસૂક્ષ્મ વસ્તુ પ્રતિનિધિ દ્વારા મેળવી શકાય એવી કલ્પના કરવી એ ઘોર અજ્ઞાનતા છે. શાસ્ત્રમાં ખુલ્લી

રીતે કહેવામા આવ્યુ છે કે " આપણી સ્ત્રીને વિષે પુત્ર ઉત્પન્ન કરવો, સ્વામીની સેવા કરવી, વૃદ્ધ માત-પિતાનુ પાલન કરવુ અને ધર્મકૃત્ય આદરવુ એ ચાર કાર્યોમા પ્રતિનિધિપણુ ચાલી શકતુ નથી રોગાદિ કારણે કદાચ ન જવાય તો તેથી બહુ હાની નથી, પરતુ એવા ધર્મકાર્યો પ્રતિનિધિ મારફત થઇ શકે છે એ વિચારને હૃદયમા સ્થાન સરખુ પણ ન મળવુ જોઇએ

શિષ્ય—સ્નાન કર્યા પછી તુરત મદિરે જઇ પૂજા કરવી હોય તો તે કેવા વિધિથી કરવી તે જરા કહેશો ?

સૂરિ—શુદ્ધ વસ્ત્ર પહેરી, મન શુદ્ધ કરી, નાસ્તીક, વ્યસની વિગેરે લોકોની દ્રષ્ટિથી વેગળા રહી પૂજાગૃહની અદર ફુલ વિગેર સામગ્રી બરાબર રાખી દ્વારની જમણી બાજુએ ઉભા રહી ઉબરાનુ પૂજન કરવુ પછી ઉબરાને પગનો સ્પર્શ થવા ન દેતા જમણો પગ આગળ મુકીને અદર જવુ પૂર્વ અથવા ઉત્તર દિશામા મુખ કરીને સુગધી તથા મધુર સામગ્રીથી મૌનપણે દેવની પૂજા કરવી

શિષ્ય—ઘરમદિર કરાવવુ હોય તો ખાસ કરીને કયો ભાગ પસદ કરવો જોઇએ ?

સૂરિ—ઘરમા પ્રવેશ કરતા ડાબા હાથ ઉપર દેવમદિર કરવુ તેની રચના મનોહર હોવી જોઇએ, એટલુજ નહીં પણ ઘરની ભૂમિથી મદિરની ભૂમિ દોઢ હાથ ઉચી જોઇએ

શિષ્ય—એ કથનનો હેતુ સહેલાઇથી સમજી શકાય છે હવે પૂજાનો વિધિ સક્ષિપ્તમા સમજાવો

સૂરિ—પૂજા કરનારે પ્રથમ બે પગોએ, પછી અનુક્રમે બે જાનુએ, બે હાથે, બે ખભાઓ અને મસ્તકે પૂજા ચઢાવવી. કેસર-ચંદન વગર જીન પ્રતિમાની પૂજા કોઇ કાળે પણ કરવી નહીં. કપાળ, કંઠ, હૃદય, ઉદર વિગેરે અંગે અનુક્રમે તીલક કરવું. આવી રીતે હંમેશાં નવ તિલક કરી જીન પ્રતિમાની પૂજા કરવી. વિધિના જાણ પુરૂષો પ્રભાત કાળમાં પ્રથમ વાસપૂજા પણ કરે છે. પૂજા વખતે ભગવાનની ડાબી બાજુએ ધુપધાણું રાખવું આગળ સમ્મુખ નૈવેદ્ય ધરવું અને સામે બેસી ધ્યાન કરવું. ચૈત્ય-વંદન કરવું હોય તો દક્ષિણ ભાગમા કરવું. દીપક પણ પ્રતિમાની દક્ષિણ બાજુએજ રાખવાનો વિધિ છે. બાકી ચૈત્યવંદન અને ભાવના આદિ શાસ્ત્રીય વિધિ–વિધાનો તો તે વિષયના ગ્રંથોનો અભ્યાસ કરી જાણી લેવા જોઇએ. વાર્ત્તાલાપથી તે વિષય એકા-એક યાદ રહી શકે નહીં એટલે તે સંબંધી અત્ર વિચાર કરવો નિરર્થક છે.

શિષ્ય—જીન પ્રતિમાના સંબંધમાં આપ કંઇ વિશેષ સંભળાવવાની કૃપા કરશો ?

સૂરિ—એ વિષય શિલ્પશાસ્ત્રને લગતો છે, છતાં શ્રાવકોએ પણ તે વિષે ઉપયોગી જ્ઞાન મેળવી લેવું જોઇએ એટલે ટુંકામાં જ આજે કહી દઉં છું. ભગવાનની બેઠી અથવા ઉભી બન્ને પ્રકારની પ્રતિમાઓ યૌવન અવસ્થામાં જ હોવી જોઇએ. તેમાં પહેલી અર્થાત્ બેઠી પ્રતિમા પર્યંકાસનવાળી હોવી જોઇએ

શિષ્ય—પર્યંકાસન એટલે ?

સૂરિ—પ્રથમ જમણી જાઘ અને જમણા સાથળ ઉપર ડાબો પગ અને ડાબો હાથ સ્થાપન કરવો, પછી ડાબી જાઘ અને ડાબા સાથળ ઉપર જમણો પગ અને જમણો હાથ મુકવો તે પર્યંકાસન કહેવાય

શિષ્ય—અને પ્રતિમાજી ઉભા હોય તો ?

સૂરિ—તો તેના બે ભુજ ઢીંચણ સુધી લાબા હોવા જોઇએ બને પ્રતિમાઓ શ્રી વત્સ, ઉષ્ણીષ અને ત્રણ છત્ર ઇત્યાદિ પરિવાર યુક્ત હોવી જોઇએ

શિષ્ય-પ્રતિમાના પ્રમાણના સ બ ધમા શાસ્ત્રોક્ત નિયમો હશે કે કેમ ?

સૂરિ—મે આગળ જણાવ્યુ તેમ એ વિષય ખાસ અભ્યાસ કરવા જેવો છે ! વિદ્વાન પુરૂષો અને શિલ્પશાસ્ત્રના વેત્તાઓ જ તે યથાર્થ પણે સમજી શકે છે તો પણ તે પ્રમાણના સ બ ધમા એટલુ કહેવુ બસ થશે કે નાસીકાના અગ્રભાગ ઉપર ત્રણ છત્રના અગ્ર ભાગની સમરેખા આવે તો તે ત્રણ છત્ર સર્વોત્તમ જાણવા, તેમજ નાસિકા અને કપાળ એના મધ્ય ભાગ મા આડી રેખાથી કપોળનો વેધ થવો જોઇએ પ્રતિમાના પરિવારમા પત્થરનો વર્ણશકર ન થાય તેની સભાળ રાખવી તેમજ પ્રતિમાનુ પ્રમાણ પણ બે, ચાર, છ, આઠ ઇત્યાદિ સમ સ ખ્યામા હોય તો તે ઇષ્ટ ન જાણવુ એકથી બીજા ઢીચણ

સુધી આડું એક સુત્ર, જમણા ઢીંચણથી ડાબા ખંધ સુધી બીજું સૂત્ર, ડાબા ઢીંચણથી જમણા ખંધ સુધી ત્રીજું સૂત્ર અને નીચેથી મસ્તક સુધી ચોથું સૂત્ર—એ ચારે સૂત્રનું પ્રમાણ સરખું આવે તો પ્રતિમા સમચતુરસ્ર કહેવાય. બે ઢીંચણ વચ્ચે આડું સૂત્ર દેવું અને સૂત્રથી નાભિ સુધી એક કંબિકા રાખવી. એ રીતે નાભિથી સૂત્ર સુધી અઢાર આંગળનું પ્રમાણ જોઇએ.

શિષ્ય—પ્રતિમાની અને મંદિરની રચનામાં આટલી બધી કળા–કુશળતાની જરૂર પડે છે તે તો હું આજે જ સમજ્યો. જો એટલી કળા–કુશળતાથી પ્રતિમા તથા મંદિર ન રચાય તો તે ભક્તજનોના ચિત્તને આહલાદક ન થાય એ સ્વાભાવિક છે. જુના સમયની પ્રભાવશાળી પ્રતિમાઓ જોતાં આત્મામાં જે ઉલ્લાસ વ્યાપી રહે છે તે આપે કહ્યા તેવા કારણોને જ આભારી હશે એવી હવે મને ખાત્રી થાય છે. ધન્ય છે તે પૂર્વના પ્રતિભાવશાળી કળાધરો અને ધર્મધુરંધર આચાર્યોને કે જેમની કૃપાથી આજે પરમોપકારી જીન–પ્રતિમાના દર્શન અને પૂજા–ભક્તિનો અનંત લાભ મળી' શકે છે. આપે આજે જૂદા જૂદા વિષય ઉપર વિસ્તારથી વિવેચન કરી મારા ઉપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો હું કોઇ રીતે વાળી શકું તેમ નથી.

સૂરિ—બદલાની આશાથી જ આ વાર્ત્તાલાપ થાય છે એમ માની લેવાની જરૂર નથી. કોઇ જીજ્ઞાસુ પ્રશ્ન કરે તેનો યથોચિત ઉત્તર આપવો એ અમારૂં પવિત્ર કર્તવ્યજ છે. જેઓ લોભ કે પાખંડને વશીભૂત થઇ ખરી વાત છુપાવે છે તેઓ

નથી પોતાનું કલ્યાણ કરી શકતા કે નથી અન્યનું કરી શકતા એવા ગુરૂઓને મુક્તિપુરીના અર્ગલાની જે ઉપમા આપે છે તે યથાર્થ જ છે

શિષ્ય—જીજ્ઞાસુઓને યથાશક્તિ-મતિ સંતોષવા એ જેમ આપનું કર્તવ્ય છે તેમ આપના સંયમ-નિર્વાહમાં ભક્તિ-પ્રીતિ પૂર્વક યથાશક્તિ સહાય કરવી એ અમારી પણ ફરજ છે એ ફરજ બજાવવામાં જો કોઇ જાતની ખામી આવી હોય અથવા કોઇ પણ પ્રકારનો અવિનય થયો હોય તો હું અંત:કરણ પૂર્વક ક્ષમા માગી આજને માટે રજા લઉં છું

સૂરિ—અસ્તુ, કાલે વળી તમને ગમ્ય પડે અને વ્યવહાર-જીવનમાં ઉપયોગી થાય એવોજ વિષય ચર્ચીશું આજે એ વાત એટલેથીજ સમાપ્ત કરીએ

સૂરિ—આજે તમારા મુખના રંગ અને સુવાસ ઉપરથી તમે તાણુલ ભક્ષણ કર્યું હોય એમ જણાય છે

શિષ્ય—આપનું અનુમાન બરાબર છે આપે જ એક વખત આયુર્વેદની દ્રષ્ટિએ કહ્યું હતું કે છએ રસના આધાર સ્વરૂપ, ઉષ્ણ, કાંતિપ્રદ, કફ-કૃમિ-દુર્ગંધ અને વાયુનો નાશ કરનાર, મુખને શોભા અર્પનાર એવા તાણુલને જે માણસો ખાય છે તેના ઘરને શ્રીકૃષ્ણના ઘરની પેઠે લક્ષ્મી છોડતી નથી.

સૂરિ—બીજું એની સાથે મેં શું કહ્યું હતું તે યાદ છે કે?

શિષ્ય—તાણુલથી મુખની શુદ્ધિ થતી હોવાથી નિદ્રા,

ઉલટી અને સ્નાન તેમજ ભોજન પછી તેનું સેવન કરવું જોઇએ. સભામાં જતાં પહેલાં પણ ગૃહસ્થ પુરૂષો તાંબુલ-સેવન કરે છે.

સૂરિ—વિશેષમાં મેં એમ પણ કહ્યું હતું કે રક્તપિત્ત-વાળા, વાત રોગવાળા, રૂક્ષ અને ક્ષીણબળ થયેલા, આંખના રોગી, વિષથી પીડાતા અને ઘેલા તથા શોષ, ક્ષય રોગ વાળા માણસોને માટે તાંબુલ હિતકારક નથી.

શિષ્ય—તે ઉપરાંત તાંબુલના ચોક્કસ ભાગોના ગુણ-દોષ પણ આપે કહી બતાવ્યા હતા.

સૂરિ—વનસ્પતિશાસ્ત્રના અભ્યાસીઓ કહે છે કે પાનના મૂળમાં વ્યાધી અને અગ્રભાગમાં પાપનો સમુહ રહેલો છે. સુકા-યેલું અને સડેલું પાન ખાવાથી આયુષનો નાશ થાય છે. પાનની નસ બુદ્ધિનો નાશ કરે છે.

શિષ્ય—છતાં દેવ-ગુરૂ પાસે જતાં પહેલાં મુખશુદ્ધિ કરી લેવી જોઇએ તે વાત આપે ખાસ કરીને લક્ષમાં રાખવાનો આગ્રહ કર્યો હતો.

સૂરિ—અસ્તુ. હવે આપણે મૂળ વિષય ઉપર આવીએ. મેં આજે દ્રવ્યોપાર્જન વિષે બે શબ્દો કહેવાનું ગઇ કાલે છુટા પડતી વખતે વચન આપ્યું હતું.

શિષ્ય—એ વિષય અમારા જેવા ગૃહસ્થોને માટે પરમ ઉપયોગી છે. કહ્યું પણ છે કે દ્રવ્ય જે છે તેજ સર્વ પુરૂષાર્થનું મૂળ કારણ છે. દ્રવ્યથી રહિત માણસો જીવતા છતાં મુવા સરખા મનાય છે. આપે એક વાર જણાવ્યું હતું કે સુગંધી વિનાના

ફુલ સરખા, જળ વિનાના તળાવ સરખા અને જીવ વિનાના કલેવર સરખા નિર્ધન માણસની કોણ સેવા કરે

સૂરિ—પરન્તુ એટલા ઉપરથી ગમે તે રીતે દ્રવ્યનુ ઉપાર્જન કરવુ જ જોઇએ એવો અર્થ કાઢવાનો નથી દ્રવ્ય અલબત્ત ગૃહસ્થોને માટે ઉપયોગી છે, પરતુ તે દ્રવ્ય પ્રાપ્ત કરવામા જે સાધન વાપરવામા આવે તે તદ્દન નિર્દોષ અને નિષ્પાપ હોવા જોઇએ ન્યાયથી ઉપાર્જન કરેલુ દ્રવ્ય એજ યથાર્થ દ્રવ્ય છે બાકી અન્યાયથી ઉપાર્જન કરેલુ દ્રવ્ય એ તો પાપનો પોટલો જ સમજવો

શિષ્ય—એક માણસ અન્યાયથી દ્રવ્યોપાર્જન કરી તેનો ઉપયોગ ધર્મકાર્યમા કરે તો ?

સૂરિ—એવી દલીલ તમારા જેવા ગૃહસ્થ અને સાધુનો સહવાસ સેવનાર પુરુષોએ કરવી એ ઉચિત નથી. બુદ્ધિશાળી માણસો ધર્મને કોઇ પણ પ્રકારનો વિરોધ ન આવે એવી રીતે કુલની મર્યાદા સાચવતા થકા પરિશ્રમથી પૈસો પ્રાપ્ત કરે છે ન્યાયથી ઉપાર્જન કરેલુ દ્રવ્ય જ ધર્મકાર્યમા વપરવા યોગ્ય છે તેવુ થોડુ દ્રવ્ય પણ મહાન્ કલ્યાણ સાધી શકે છે, જ્યારે એથી ઉલટુ અધર્મથી કમાયેલુ દ્રવ્ય ઘણુ વાપરે તો પણ તે નિષ્ફળ જ જાય છે

શિષ્ય—ગૃહસ્થોએ દ્રવ્યોપાર્જન કરવુ જ જોઇએ, એવો કંઇ નિયમ છે ?

સૂરિ—એક ગૃહસ્થ કેટલો પુરુષાર્થી છે તે તેની દ ચો-

પાર્જન કરવાની શક્તિ ઉપરથી સામાન્યતઃ સૂચવાય છે. જો કે એજ એક માત્ર પુરૂષાર્થ છે એમ માની લેવાનું નથી. સંસારમાં જે ગૃહસ્થ દ્રવ્ય વિના દરિદ્ર દશા ભોગવે છે તે જીવતાં છતાં મુવા જેવો ગણાય છે. વળી કહ્યું પણ છે કે સુગંધી વિનાના ફુલ જેવા, જળ વિનાના તળાવ જેવા અને જીવ વિનાના કલેવર જેવા નિર્ધન માણસની કોણ સેવા કરે ? સારાંશ એ છે કે જગત્‌ના આદર–માન અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાં હોય તો ગૃહસ્થોએ યથાશક્તિ દ્રવ્યોપાર્જન કરવું જોઇએ.

શિષ્ય—જેઓ આંખો મીંચીને કેવળ દ્રવ્યસંચય કર્યાં કરે છે તેને "લોભી" "કંજુસ" અને "ભવાભિનંદી" કહી લોકો નિંદે છે, તેનું શું કારણ હશે ?

સૂરિ—સંચયની સાથે જો ત્યાગ ન હોય તો તે સંચય સુખ આપવાને બદલે ઉલટો દુઃખદાયક જ થઇ પડે છે. જેઓ ઉપાર્જન કરેલા દ્રવ્યનો ઉપયોગ પરોપકારાર્થે નથી કરી શકતા તેમને લોકો કંજુસ અને લોભી કહે એમાં કાંઈ આશ્ચર્ય નથી. દ્રવ્યનો સંચય એટલા માટે કરવાનો છે કે તેનો, ઇચ્છામાં આવે ત્યારે સદુપયોગ કરી શકાય. તેને બદલે જો દ્રવ્ય જ આપણી વિવેકબુદ્ધિને મુંઝવી નાંખે અને ગુલામ જેવી સ્થિતિમાં મુકી દે તો પછી એ દ્રવ્યની વાસના જ સંસારમાં ભમાવી મારે છે.

શિષ્ય—તે કેવી રીતે ?

સૂરિ—સૌ કોઇ જાણે છે કે દ્રવ્યોપાર્જન કરવા માટે મોટા આરંભ–સમારંભો કર્યાં વિના ચાલતું નથી. આવા આ-

રંભ-સમારંભ વડે પ્રાપ્ત થયેલું દ્રવ્ય જો ધર્મગુરૂ અને જ્ઞાનની સેવામાં ન વપરાય તો એ દ્રવ્યની વાસના ભૂતની માફક આપણા ઉપર ચડી બેસે અને ચતુર્ગતિમાં ભમાવે એમાં શું તમને કંઇ નવાઈ લાગે છે ? દ્રવ્ય કરતાં પણ દ્રવ્યની વાસના સંસારીઓને બહુ બહુ રીતે રંજાડે છે એ વાસના રૂપી જાળમાંથી છુટવાને માટે દ્રવ્યનો "દાન" સિવાય બીજો ઉત્તમ સદ્‌વ્યય નથી

શિષ્ય—દ્રવ્ય ઉપાર્જવાના કયા કયા રસ્તાઓ છે તે વિષે હું પ્રશ્ન કરી શકું ?

સૂરિ—ખુશીથી જેવી સરળતાથી તમે પૂછો છો તેવીજ રીતે હું તેનો ઉત્તર આપવાનો યત્ન કરૂં છું તમારા જેવા વિવેકી પુરૂષો પાસે કોઇ વાત છુપાવવાની કે દંભથી અન્યથા વર્ણવવાની મારી ઇચ્છા નથી એટલાજ માટે હું સ્પષ્ટતા પૂર્વક કહી દઉં છું કે દ્રવ્ય ઉપાર્જવાને કૃષી કિંવા ખેતી વિગેરે જેવો બીજો ઉત્તમ માર્ગ નથી

શિષ્ય—આપ ખેતીને અગ્રપદ આપો છો તે સાભળી મને અજાયબી લાગે છે ખેતીમાં તો પશુઓ વિગેરે પાળવા પડે છે-અર્થાત્ તેમને બંદીખાને નાખવા પડે છે-તે ઉપરાત તેમને પ્રસંગોપાત ન છુટકે પ્રહાર પણ કરવો પડે છે

સૂરિ—તે તો હું પ્રથમ જ કહી ગયો છું કે પાપસ્થાનકના સેવન વિના દ્રવ્યોપાર્જન અસંભવિત છે, પરંતુ વિવેકી અને અજ્ઞાની મનુષ્યમાં એટલો જ ભેદ છે કે વિવેકી ગૃહસ્થ સંસારના વ્યાપારોમાં પડવા છતાં અનુકંપા અને ધર્મવૃત્તિને

કિંચિત્ માત્ર પણ ત્યજતો નથી. જ્યારે અજ્ઞાની મનુષ્ય દયા-માયા-પ્રીતિ જેવી દૈવી ભાવનાઓને ભૂલી જઇ અધિકાધિક પાપ-પંકથી ખરડાતો જાય છે.

શિષ્ય—કૃષિને અગ્રપદ આપવાનું કારણ ?

સૂરિ—પૃથ્વીમાંથી પેદા થતી અન્ન-સામગ્રી ઉપર જ સંસારનો મ્હોટો આધાર છે એ વાત નવેસરથી કહેવાની જરૂર નથી. જો કૃષિ તરફ છેક ઉપેક્ષા બતાવવામાં આવે તો લોકોને ઉદરનિર્વાહ ચલાવવો ભારે થઈ પડે અને તેનું પરિણામ એ આવે કે જગતમાં દુરાચાર-પાપ-અન્યાય અને અત્યાચાર વધી પડે-ભુખ્યો માણસ પાપ કરવામાં પાછું વાળીને જોતો નથી એવી સામાન્ય કહેવત પણ છે. ખેતી વિષેનું જ્ઞાન જ્યારે લોકોને ન હતું ત્યારે તેઓ પશુ-પ્રાણીઓની હિંસા કરતા અચકાતા નહોતા એમ જુના ઇતિહાસ ઉપરથી જણાય છે. જે કૃષિએ લોકોને સાત્વિક પ્રકૃતિવાળા બનાવ્યા છે તે કૃષિને અગ્રપદ આપવામાં શું કંઇ ખોટું છે ? ગાય, ભેંસ, બળદ જેવા પશુઓ પાળવા પડે તો કૃષિ કરનારા સુજ્ઞ ગૃહસ્થોએ હૃદયમાંથી દયાને તિલાંજલી ન આપવી જોઇએ-પશુઓ ભૂખ તરસથી કે એવી બીજી કોઈ વેદનાથી-ન રીબાય તેની સતત્ સાવચેતી રાખવી જોઇએ.

શિષ્ય—કૃષિથી અન્ન પેદા થાય છે એ વાત ખરી પણ ધર્મને અને અન્નને શું સંબંધ ?

સૂરિ—ધર્મથી કલ્યાણ થાય છે એ વાત જેટલી સત્ય

તેટલી જ દેહથી અને દ્રવ્યથી ધર્મ થાય છે એ વાત સત્ય છે દેહ અને દ્રવ્યોપાર્જનનો આધાર અન્ન ઉપર છે અન્ન સામગ્રીના સંચય અને વ્યાપાર ઉપર જ જીવનની પ્રતિષ્ઠા થયેલી છે ખાદ્ય સામગ્રી ન હોય તો અનુકંપાદાન અને પાત્રદાન કેવી રીતે સંભવે ? વિચાર કરશો તો જણાશે કે કૃષિ જેવી ઉપકારક વ્યવહારિક પ્રવૃત્તિ ભાગ્યે જ બીજી કોઈ હશે વ્યાપાર પણ કૃષિને જ અનુસરે છે એકલો વ્યાપાર, ખેતી પ્રમુખવિના સંભવે જ શી રીતે ?

શિષ્ય—ખેતી લાભકારી કયારે થાય ?

સૂરિ—ખેડુતોએ વાવવાનો યોગ્ય અવસર જાણી લેવો જોઇએ, કઈ ભૂમિમા કયો પાક વાવવાથી પરિશ્રમ સફળ થશે તે વિષયનો બારિકીથી અભ્યાસ કરવો જોઇએ ઋતુઓના પરિવર્તન અને પ્રભાવનુ સંપૂર્ણ જ્ઞાન ખેડુતોને માટે અત્યાવશ્યક છે

શિષ્ય—ખેતીની પેદાશના સંબંધમા વ્યાપારીઓની શી ફરજ છે ?

સૂરિ—અન્ન જેવી ઉપયોગી સામગ્રીનો સંગ્રહ કરી રાખવો અને યોગ્ય બુદ્ધિમત્તા પૂર્વક તેના દેશને સમૃદ્ધ બનાવવો એ વેપારીઓની ફરજ છે અનાજની ઉત્પત્તિ થતા જ તેનો કુશળ વ્યવહારીઓએ સંગ્રહ કરી લેવો જોઇએ અન્નનો જો સંગ્રહ કરી રાખ્યો હોય તો જરૂરીયાતના પ્રસંગોમા તે સામગ્રીનો સદ્વ્યય થઇ શકે પરંતુ જો સંગ્રહ જ ન હોય તો પછી લોકો ભૂખે મરે અને ભૂખે મરતા અનાચાર-દુરાચાર

સેવે એમાં કંઇ આશ્ચર્ય નથી એવી મતલબનું હું આગળ જણાવી ગયો છું. વ્યાપારીઓ જો અન્ન જેવી સામગ્રી સંઘરી ન રાખે અને તેની યથાયોગ્ય પ્રમાણમાં વહેંચણી ન કરે તો તેમની વ્યાપારી-કુનેહ શું કામની ?

શિષ્ય—અન્નનો સંગ્રહ જ કરવો-વેચવાથી લાભ થતો હોય તો પણ તે લાભ ન લેવો એમ શું આપ કહેવા માગો છો?

સૂરિ—નહીં. અન્ન વેચવાથી લાભ થતો હોય તો તે લાભ લેવો. પરંતુ તેવા લાભની ખાતર ભૂખમરો કે દુકાળ ન વ્હોરી લેવાય એની સાવચેતી રાખવાની હોય છે. તથાપિ એટલું તો ચોક્કસ યાદ રાખવું જોઇએ કે બની શકે ત્યાં સુધી એવી સામગ્રી ઉધારે વેચવી ન જોઇએ. કારણ કે તેમ કરવાથી ઘણું કરીને વૈર તથા કલહનાં બીજો વવાય છે અને તે પણ સગા-સંબંધી અને મિત્રજનોમાં જ્યારે ઉધારનો વહેવાર વધી પડે છે ત્યારે તો ખરેખર બહુ દુ:ખદાયક થઇ પડે છે.

શિષ્ય—આપ શ્રેષ્ઠ વણિક કોને કહી શકો ?

સૂરિ—કરિયાણાના સઘળા પ્રકારોને સારી રીતે જાણતો હોય, દેશ-પરદેશમાં ચાલતા નાણાની ઝીણી ઝીણી બાબતો સમજી શકતો હોય, વિવિધ પ્રાંત અને પ્રદેશોની ભાષામાં કુશળ હોય અને તે ઉપરાંત હસ્તસંજ્ઞા તથા ગણિતશાસ્ત્રથી પૂર્ણ વાકેફ હોય એને હું શ્રેષ્ઠ વણિક કહી શકું.

શિષ્ય—હસ્ત-સંજ્ઞા એટલે આપ શું કહેવા માગો છો ?

સૂરિ—હસ્ત-સંજ્ઞાથી મૌનપણે સંખ્યાનું સૂચન થઇ

શકે છે સુખગણિતમા પણ તેનો છુટથી ઉપયોગ કરી શકાય છે દાખલા તરીકે તર્જનીની આગળીથી માડીને ચાર આગળીઓ ગ્રહણ કરવાથી અનુક્રમે એક, ત્રણબે, અને ચાર એવી સજ્ઞા થાય છે તેની સાથે અગુઠો લીધાથી પાચની સજ્ઞા થાય છે તેવીજ રીતે કનિષ્ઠા આગળીથી માડીને ચાર આગળીઓના તળને સ્પર્શ કરવાથી અનુક્રમે છ, સાત, આઠ અને નવની સજ્ઞા તથા તર્જનીને વિષે સ્પર્શ કરે તો દશની સજ્ઞા જાણવી તેજ આગળીઓના નખોને સ્પર્શ કરવાથી અનુક્રમે અગ્યાર, બાર, તેર અને ચૌદની સજ્ઞા અને હથેલીને સ્પર્શ કરવાથી પદરની સજ્ઞા જાણવી આવી રીતે હજાર–લાખ અને ક્રોડની પણ ગણતરી થઇ શકે છે

શિષ્ય—આપે કહ્યુ કે મિત્રતા અને સબધ સાચવી રાખવો હોય તો મિત્રો અને સબધીઓ સાથે પૈસા સબધી લેવડ-દેવડનો બહુ વ્યવહાર ન રાખવો આ વાત લગભગ તમામ વ્યવહારીઓને અનુભવમા આવી ગઇ હોય છે, ઘણે સ્થળે એવા વ્યવહારથી મિત્રતા અને સબધનો લોપ થયો છે એટલુજ નહીં પણ નાણાની બરબાદી પણ થયેલ છે

સૂરિ—એવા બીજા પણ સ્થળો છે કે જ્યા વ્યવહાર બાધતા પહેલા પરિણામનો પુખ્ત વિચાર કરી લેવો જોઇએ ઉદાહરણ તરીકે એટલુ કહેવુ બસ થશે કે લક્ષ્મીની વાછા વાળો વ્યાપારી બનતા સુધી કરિયાણુ નજરે નીહાળ્યા વિના બાનુ આપી દેતા નથી એટલુજ નહીં પણ કરિયાદુ દીઠા

પછી પણ બીજા ઘણા વ્યાપારીઓની સાથે ખાનુ આપવાનું વાજબી માને છે. વ્યવહારકુશળતા એ વ્યાપારીઓને માટે બહુજ આવશ્યક છે. તેની સાથે પ્રતિષ્ઠાનો ખ્યાલ જો રાખવામાં ન આવે તો એ કુશળતાની કીમત એક ફુટી બદામ જેટલી પણ અંકાતી નથી. મતલબ કે દ્રવ્યની સહિસલામતી અને આબરૂ એ બે વાનાં વ્યાપારમાં સંપૂર્ણ રીતે સચવાવા જોઇએ.

શિષ્ય—એક તો મિત્રો અને બીજા સંબંધીઓ સાથે બહુ વધારે પડતો દ્રવ્ય-વ્યવહાર ન રાખવો તેવા બીજાં પણ સ્થાનો હશે ખરા ?

સૂરિ—શસ્ત્રધારી લોકો સાથે, નટની સાથે-વેશ્યાસક્ત, જુગારી અને વ્યસની પુરૂષો સાથે ઉધારનો વ્યવહાર રાખવાથી પણ કોઇકવાર આફત આવી પડે છે. વળી પુણ્યનો અર્થી પુરૂષ ધર્મને હાની પહોંચે અને કુટુંબની નિર્મળ કીર્ત્તિને કલંક લાગે એવો વ્યાપાર ગમે તેવા લાભની આશાથી પણ કરતો નથી.

શિષ્ય—કેટલાક વણિકો ખોટાં તોલાં અને માપ રાખી ધનોપાર્જન કરે છે તેમના સંબંધમાં આપનો શું અભિપ્રાય છે ?

સૂરિ—એવા વણિકો વ્યાપારીની નિર્મળ કીર્ત્તિને મહાન્ કલંક લગાડે છે. ખોટાં કાટલાં રાખી સમાજને છેતરનાર વણિક વ્હેલો-મ્હોડો તેનું દુષ્પરિણામ પ્રાપ્ત કર્યાં વિના રહેતો નથી. છતાં ધારો કે ક્ષણ ભરને માટે તે ધનવાન્ થાય તો પણ તે ધન નષ્ટ થતાં વાર લાગતી નથી. જેવી રીતે તપેલી કે તાવડી ઉપર

જળનુ બિંદુ પડતામાજ અદશ્ય થઇ જાય છે તેવી રીતે અનીતિથી પેદા કરેલુ દ્રવ્ય જોતજોતામા લુપ્ત થઇ જાય છે

શિષ્ય—ખરા વ્યાપારીઓ કદાપિ કોઇને છેતરતા નથી અને મને લાગે છે કે તેથીજ વ્યાપારીઓની આટલી કીર્ત્તિ આજે પણ રહી ગઈ છે

સૂરિ—વ્યાપારનો સઘળો આધાર સત્ય અને વિશ્વાસ ઉપર રહેલો છે જેઓ નીતિ—ન્યાય સત્ય અને વિશ્વાસનો સ બધ સાચવી શકે છે તેઓ દ્રવ્યોપાર્જનની સાથે નિર્મલ કીર્ત્તિ પણ સ પાદન કરી શકે છે સ પૂર્ણ નિર્મળતા ન સચવાય તો પણ પોતાના ઉપર વિશ્વાસ રાખનાર, નિર્મળ સ્વભાવ વાળા, પોતાના ગુરૂ, નાયક, બાળક કે વૃદ્ધ પુરૂષને તો કદિ પણ ન છેતરવા જોઇએ

શિષ્ય—પહેલાના સમયમા નગરશેઠો અને સ ઘના આગેવાનોને રાજદરબાર વિગેરેમા જે બહુમાન મળતુ તે પણ તેમની ન્યાયપ્રિયતા અને સત્યપરાયણતાને લીધે જ હશે

સૂરિ—ખરેખર તે દીર્ઘદર્શી વ્યવહારિક પુરૂષો કોઇની શેહમા દબાઈ કદિ પણ ખોટી સાક્ષી આપતા નહતા, તેમજ પોતાના પ્રાણના ભોગે અનીતિ આચરતા નહતા, ખોટા સોગન લેવાનુ તો તેઓ સમજતાજ નહતા રાજદરબારમા જે તેમનુ માન-પ્રતિષ્ઠા જળવાઇ રહ્યા હતા તે ઉપર્યુક્ત કારણોનેજ મુખ્ય વે આભારી હતુ હજી પણ આપણા વ્યાપારીઓ જો સત્યનિષ્ઠ બને તો તે માન-પ્રતિષ્ઠાની વરમાળ તેમના ક ઠમા પડે એ નિ શ ક છે

શિષ્ય—કેટલાક માણસો જ્યારે નિર્ધનપણાથી કંટાળી છેવટે જુગાર અને પ્રપંચ કરવા પ્રેરાય છે, ત્યારે તો ખરેખર તેમના પ્રત્યે દયા આવ્યા વિના નથી રહેતી.

સૂરિ—નિર્ધનાવસ્થા એક રીતે પોતાના ઉદ્યમની અથવા પુરૂષાર્થનીજ ખામી સૂચવી આપે છે. શકિતમાન પુરૂષો ધનોપાર્જનના યોગ્ય માર્ગો શોધી કાઢવામાં પ્રમાદ કરતા નથી. અશક્ત, પામર અને નિરૂત્સાહી વ્યાપારીઓજ જુગાર અને પ્રપંચના માર્ગે ઘસડાઇ જાય છે. તેમની અજ્ઞાનતા ખરેખર દયાને પાત્ર છે. ખરૂં જોતાં જે વ્યવસાયી પુરૂષોના મન ઉપર ટાઢ, તડકાની, કામ, મોહ, ક્ષોભ અને ભુખ તરશની પણ અસર થતી નથી અને જેઓ કંટાળીને નિરાશ બની જતાં નથી તેઓજ શ્રેષ્ટ વ્યવસાયી તરીકે અમર નામના મેળવી જાય છે. વ્યાપાર ખેડવો એ લગભગ ધર્મસંગ્રામ જેવીજ પ્રવૃત્તિ છે. ધર્મ સંગ્રામમાં જેમ અધર્મ ચાલતો નથી તેમ દ્રવ્યોપાર્જનમાં પણ અધર્મ યુકત સાધનો પણ ફત્તેહમંદ નીવડતા નથી. કહ્યું પણ છે કે જેઓ જુગાર અથવા કીમીયાથી ધન મેળવવાની ઇચ્છા કરે છે તેઓ પોતાના ઘરને મશીની પીછીથી સફેદ કરવા જેવું વિપરીત આચરણ દર્શાવી જગંતમાં હાસ્યાસ્પદ બને છે. વળી, જેઓ અન્યાયી, પાખંડી અને કૃપણ જીવોના ધનથી ધનવાન બનવાનો પ્રયત્ન કરે છે, તેઓ જીવવાની ઇચ્છાથી ઝેર ખાવાજેવું સાહસ કરે છે એમજ સમજવું જોઇએ.

શિષ્ય—એ વાત જરા વિસ્તારથી સમજાવશો ?

સૂરિ—નિર્ધનાવસ્થા દૂર કરવાને ભૂખ, તરસ જેવા પરિ-ષહો સહન કરવા તેઓએ જેઓ એવા દુઃખો સહન કરી શકતા નથી અને છતા ધનની આશાનો ત્યાગ કરી શકતા નથી તેઓ હાયવોયમા જીંદગી પુરી કરે એમા કાઇ આશ્ચર્ય નથી અયત્ન કરવો તે મનુષ્ય માત્રનો અધિકાર છે જુગાર અને કીમીયાથી ધનવાન બનવાની આશા આજ સુધીમા કોઇની સંપૂર્ણ પ્રકારે પાર પડી હોય એમ જણાતુ નથી અને તેથીજ શાસ્ત્રાકારે જુગારના ધનને મસીની ઉપમા આપી છે મસીથી જેમ ઘરની ઉજ્જવળતા થતી નથી, ઉલટી મલીનતા વૃદ્ધિ પામે છે, તેમ જુગાર જેવા હલકા સાધનોથી દ્રવ્યપ્રાપ્તિ થતી નથી, ઉલટુ દરિદ્રતામા સવિશેષ વૃદ્ધિ થાય છે તે નફામા અન્યાયી, પાખંડી અને કૃપણ પુરૂષોથી પ્રાપ્ત થયેલો પૈસો પણ લગભગ ઝેર જેવોજ હોય છે કારણ કે તે પૈસો આપણને જ પીને બેસવા જેવો નથી

શિષ્ય—તે પૈસાને ઝેરની ઉપમા આપવાનુ શુ કારણ?

સૂરિ—જેઓ સ્વભાવથીજ કૃપણ, લોભી અને પ્રપંચી હોય તેઓ પોતાનુ દ્રવ્ય પારકાના હાથમા ગયેલુ ન જોઇ શકે તેમ તે રીતે તે દ્રવ્ય પડાવે ત્યારેજ તેમને શાંતિ વળે અન્યાયી અને કૃપણ પુરૂષોની પ્રકૃતિજ એ રીતની હોય છે તે તમે કયા નથી જાણતા? હવે જો આવા મનુષ્યો પાનેથી દ્રવ્ય કઢાવવામા આવે તો પ્રાય વિષ સમાનજ છેવટેણુ થાય એમા તમને કંઇ શંકા જેવુ જણાય છે? વ્યવહાર તો હંમેશા અને ત્યા

સુધી સરખે સરખા આબરૂદાર અને પ્રતિષ્ઠિત સમાજમાં જ રાખવો જોઇએ.

શિષ્ય—ધનના ઉપાર્જનની સાથે તેનો સદ્વ્યય કરવાની આપે સૂચના કરી તે મારા સ્મરણમાં જ છે, તથાપિ તેવા વ્યયનો કંઇ નિયમ શાસ્ત્રકારોએ બાંધ્યો છે ?

સૂરિ—વ્યવસાય કરતાં જે લાભ થાય તેના સામાન્યતઃ ચાર ભાગ કરવાના કહ્યા છે. તેમાં એક ભાગ ભંડારમાં, બીજો ધર્મમાં, ત્રીજો ભોગમાં અને ચોથો કુટુંબના પોષણમાં લગાડવો જોઇએ.

શિષ્ય—લક્ષ્મીની પ્રાપ્તિ થવી તેને કેટલાક લોકો પ્રારબ્ધવશ માની આળસુ પડ્યા રહે છે તે શું વ્યાજબી છે ?

સૂરિ—જેવી રીતે પાણી સીંચવાથી વૃક્ષ ફળ-ફુલવાળું બને છે તેવી રીતે પૂર્વભવના પુણ્યને મનુષ્યની નિપુણતા અને ઉદ્યોગશીલતા રૂપી જળનું સીંચન મળવાથી વ્યાપાર વગેરે ફળદાયક બને છે. એકલા પ્રારબ્ધ ઉપર આધાર રાખી બેસી રહેવું એ અનુચિત છે. કેટલાક આળસુ માણસો પુણ્યવંતના આંગણે આંટા ખાતા વ્યાપારીઓને જોઇ એવો નિશ્ચય બાંધી લે છે કે લક્ષ્મીનો આધાર કેવળ કર્મ ઉપર જ છે, પરંતુ તે વાત એક તરફી છે. પુણ્ય પણ સર્વથા ઉદ્યમ વિના સફળ થતું હોય એવું આ લોકમાં કોઇ કાળે દેખાતું નથી.

શિષ્ય—ત્યારે આપ કર્મ કરતાં પુરૂષાર્થ ઉપર વધુ ભાર મુકો છો ?

સૂરિ—હુ એમ કહેવા માગુ છુ કે વર્ષાકાળના મેઘથી જેવી રીતે વનશ્રી ખીલી નીકળે છે, તે પ્રમાણે ઉદ્યમ કરવાથી લક્ષ્મી વૃદ્ધિને પામે છે પૂર્વભવનુ પુણ્ય અને પુરુષાર્થ એ બન્ને ભેગા લક્ષ્મીના કારણ છે જેમ એક ચક્રથી રથ ચાલી શકતો નથી તેમ એકલા કર્મ કે પુરુષાર્થથી કાર્યસિદ્ધિ થતી નથી ગૃહસ્થોએ પ્રતિદિન ઉદ્યમશીલ રહેવુ જોઈએ

શિષ્ય—આપની કૃપાથી આજે ઘણી વાતોના ખુલાસા થઈ ગયા આપની સરળ અને નિરાડબર વાણી પુન પુન સાભળવા છતા તૃપ્તી થતી નથી નવા નવા પ્રશ્નો પૂછવાની જિજ્ઞાસા નિરતર વધતી જ જાય છે, પરતુ આજે કામ પ્રસગે નગરના નૃપતિ પાસે જવાનુ હોવાથી આટલેથી જ પતાવવું પડે છે

સૂરિ—ભલે તેમા હુ વાધો લેતો નથી ચદ્ર જેવી રીતે પોતાનુ તેજ મેળવવા માટે સૂર્ય પાસે જાય છે, તેવી રીતે ડાહ્યા ગૃહસ્થો પોતાના કલ્યાણની સિદ્ધિ અર્થે પોતાના નૃપતી કે શેઠ પાસે જાય એમા કાઈ અયોગ્ય નથી આવતીકાલે આપણે રાજા કેવા હોવા જોઈએ અને પ્રધાન તથા શેઠ વિગેરેની પસદગી કેવા પ્રકારે થવી જોઈએ તે વિષે વાર્તાલાપ કરીશુ

( ૪ )

શિષ્ય—આપે ગત પ્રસગે રાજા-પ્રધાન-મત્રી વિગેરે વિષે વિવેચન કરવાનુ જે કહ્યુ હતુ, તે આપના સ્મરણમા જ હશે કેટલાકોને મે એમ કહેતા સાભળ્યા છે કે વ્યાપારીઓ

અને ગૃહસ્થોએ પોતાના નૃપતી પાસે શા માટે જવું જોઇએ ? રાજાની દરકાર આપણે શા માટે રાખવી જોઇએ ?

સૂરિ—તે તેમની ભૂલ છે. અહંકારી પુરૂષો ભલે રાજા પાસે ન જાય. પરંતુ સ્પષ્ટવક્તા અને નીતિપરાયણ ગૃહસ્થોએ રાજા પાસે જતાં લેશ માત્ર પણ સંકોચાવું નહીં જોઇએ. રાજનો આશ્રય મળવાથી પોતાના કુટુંબનો ઉદ્ધાર થાય છે. એટલુંજ નહીં પણ તે નિમિત્તે પોતાના સમાજ અને ધર્મનું પણ કલ્યાણ સાધી શકાય છે.

શિષ્ય—ધર્મ અને સમાજનું કલ્યાણ કેવી રીતે સધાય ?

સૂરિ—રાજા એ સર્વોપરિ સત્તાધીશ ગણાય છે. લાખો રૂપીયા ખર્ચવાથી ધર્મનું જે કાર્ય નથી થઇ શકતું, તે રાજાની સહેજ કૃપાથી થઇ શકે છે. નીતિપરાયણ ગૃહસ્થો જો રાજા પાસે જતાં–આવતાં રહે અને પોતાના ધર્મના સિદ્ધાંતો અને આચારોથી તેમને માહીતગાર બનાવે તો પ્રજાને અનેક જાતની સગવડો પ્રાપ્ત થાય. રાજા એ કાળનું કારણ ગણાય છે. અર્થાત્ તે જો કુશળ અને પ્રજાની અભિલાષાઓનો જાણકાર હોય તો તે પોતે જમાનાને પણ ઉલટાવી શકે છે. ધર્મની પ્રભાવના કરવાના હેતુથી અથવા સમાજની ઉન્નતી કરવાના અભિલાષથી રાજાને તેમજ રાજના અમલદારોને હળતા–મળતાં થવું તેમાં કાંઇ અનુચિતતા નથી.

શિષ્ય—આપ રાજાશ્રયની આટલી બધી પ્રશંસા કરો છો, તો પછી રાજા પણ ઉત્તમ લક્ષણોવાળો હોવો જોઇએ ને ?

સૂરિ—રાજામાં આટલા ગુણો તો ખાસ કરીને હોવા જોઇએ પ્રથમ તો એ કે તે કાચા કાનનો ન હોવો જોઇએ અર્થાત્ પોતાના નોકરો અને અમલદારો કહે તેજ કેવળ સત્ય હોવું જોઇએ, એમ માની લેનાર રાજા પ્રજાને સુખ આપી શકતો નથી બીજું તે કૃતજ્ઞ હોવો જોઇએ અર્થાત્ કયો રાજસેવક અથવા પ્રજાજન કેટલી સેવા કરે છે, તેનો સતત જાણનાર હોવો જોઇએ ત્રીજું તે ઉદાર અને ગુણાનુરાગી પણ હોવો જોઇએ ટુંકામાં કહું તો રાજા અને સંતમાં બહુ ભેદ નથી સંત પુરૂષ જેવી રીતે પોતાના આત્મસુખનો ભોગ આપી જગતના હિતાર્થે નિશદિન પ્રવૃત્તિ કરે છે, તેવી રીતે રાજાએ પણ પોતાના અંગત સ્વાર્થો અને સુખોને તિલાજલી આપી પ્રજાહિતમાં સતત પ્રયત્નશીલ રહેવું જોઇએ

શિષ્ય—કેટલાક નૃપતિઓ પોતે તો બહુ જ ભલા અને વિદ્વાન્ હોય છે, પરંતુ તેમની આસપાસનો નોકરવર્ગ બહુ હલકી કોટીનો હોય તો શું કરવું ?

સૂરિ—રાજા અથવા તો આપણો સ્વામી ( શેઠ, અધિકારી વિગેરે ) ગમે તેટલો વિદ્વાન્ હોય તો પણ જો તે મૂર્ખ માણસોનો પરિવાર અને સંગ રાખતો હોય તો તેને છોડી દેવો જોઇએ તેથી ઉલટું જો પ્રભુ પોતે મૂર્ખ હોય, છતાં પોતાની આસપાસ વિદ્વાન્ તથા અનુભવી માણસોનો સમુહ રાખતો હોય તો તે પણ સેવવા યોગ્ય છે.

શિષ્ય—રાજા તો ઘણીવાર પોતાના સલાહકારોના દોર-

ભ્યાથી દોરાય છે. સલાકારો જો યોગ્ય, વિદ્વાન અને અનુભવી હોય તો રાજતંત્ર ઘણી ફત્તેહમંદીથી ચાલી શકે છે. સલાહકારોમાં મુખ્ય આગેવાન મંત્રી ગણાય છે. માટે એ મંત્રી કેવો હોવો જોઇએ?

સૂરિ—મંત્રી તો રાજા કરતાં પણ વિશેષ અનુભવી અને વિવેકી હોવો જોઇએ. પોતાના સ્વામી પ્રત્યે અહોનિશ વફાદાર રહેનાર, પરમ ઉત્સાહી, કૃતજ્ઞ, શ્રદ્ધાળુ, પવિત્ર, કોમળ અંતઃકરણવાળો, ખાનદાન કુળનો, શાસ્ત્રોના મર્મને જાણનાર, સત્યવાદી, વિનય-વિવેક સંપન્ન, ઉદાર, વ્યસનરહિત, વૃદ્ધ પુરૂષો પ્રત્યે બહુમાન રાખનાર, આલસ્યરહિત, સાત્વિક, બુદ્ધિશાળી, શૂરવીર, કાર્યકુશળ, સદાચર[redacted]ાયણ, નિષ્પક્ષપાત તથા રાજનીતિમાં કુશળ એવો વંશપર[redacted]ાએ ઉતરી આવેલા વણિક પુત્રને મંત્રી તરીકે નીમવો જોઇએ.

શિષ્ય—વણિક પુત્ર પ્રત્યે આપ કંઇક અધિક પક્ષપાત દર્શાવતા હો એમ લાગે છે!

સૂરિ—કદાચ તે પક્ષપાત પણ હોય. પરંતુ તે ગુણને અવલંબીને છે, એ ભુલી જવાનું નથી. પ્રથમના સમયમાં વણિક પુત્રોએ જે કાર્યદક્ષતા, શૂરવીરતા અને ઉદારતાથી મંત્રીપદની સાર્થકતા કરી છે, તેનો જો સવિસ્તર હેવાલ કહું તો વખત બહુ નીકળી જાય. ઇતિહાસમાં વણિકપુત્રોના મંત્રીત્વનો વિજયી વૃતાંત તમે પોતે જોઈ શકો તેમ છો. જેમનો ઇતિહાસ આવો ઉજ્જવળ છે અને જેમની કીર્ત્તિ હજી આપણા કાનમાં પ્રતિ-

ધ્વની ઉપજાવી રહી છે તે વણિક કુળના મંત્રીઓ સિવાય અન્ય કુળની હિમાયત હું કેવી રીતે કરી શકું ? મંત્રીત્વ તો વણિકોનુંજ કહેવાય છે 'વાણીયા વિના ગવણનું રાજ્ય ગયું' એમ જે કહેવાય છે તે એક રીતે વણિક મંત્રીઓની નીતિપરાયણતા અને શાસનપદ્ધત્તિનીજ પ્રશંસા છે, એમ કહું તો ખોટું નથી આજના વણિકોના જેવા પૂર્વકાળના વણિકો પણ ભીરૂ, કાયર અને સ્વાર્થપરાયણ હશે એમ માની લેવું તે અજ્ઞાનતા છે

શિષ્ય—સેનાપતિમાં કયા ખાસ ગુણો હોવા જોઇએ ?

સૂરિ—યુદ્ધનીતિનો અનુભવી, અશ્વાદિ વાહનો વાપરવામાં કુશળ તથા ધર્મ-નીતિને વળગી રહેનાર સેનાપતિ જ રાજની આબરૂ અને સહિસલામતી સંભાળી શકે છે સેનાપતિમાં કર્તવ્યતત્પરતા અને સહનશીલતાના ગુણો બહુજ આવશ્યક મનાય છે અને તેનું કારણ પણ સ્પષ્ટ જ છે શારીરિક શ્રમથી જે સેનાપતિ કાયર થઇ જાય તે પોતાના માલેકને કદિ યશ અપાવી શકે નહીં

શિષ્ય—રાજના એવા ઉચ્ચ માનવંતા પદો તો ભાગ્યશાળી પુરૂષોજ પ્રાપ્ત કરી શકે ! મ્હોટે ભાગે આને પ્રથમ સામાન્ય નોકરીથી જ શરૂઆત કરવી પડે છે આવા સામાન્ય નોકરોમાં કયા ખાસ ગુણો હોવા જોઇએ કે જેનાથી તે પોતે માન-મરતબામાં ઉન્નતિ કરી શકે ?

સૂરિ—હસેલ સ્વભાવવાળો, બુદ્ધિશાળી, મધુર વચન બોલનારો, પરાક્રમી, નિર્લોભી, પવિત્ર અંતઃકરણવાળો, પોતાના

સ્વામીને સ્વપ્નમાં પણ ન છેતરનારો અને વફાદાર નોકર સૌ કોઇનું મન જીતી લે છે.

શિષ્ય—આપે જેટલા ઉચ્ચ ગુણો હતા તે બધા એકી-શ્વાસે વર્ણવી નાંખ્યા. વ્યવહારિક ઉપાય સૂચવો તોજ અમારા જેવા બાળજીવો સમજી શકે. દાખલા તરીકે એક માલીક, નોકરને પોતાની પાસે બોલાવે તો તેણે કેવી રીતે જવું, કેવી રીતે બેસવું અને કેવી રીતે મહેરબાની મેળવી લેવી, એ વાત તો સૌ કોઇ નોકરે અવશ્ય જાણવી જ જોઇએ.

સૂરિ—પહેલી આ વાત તો નોકર માત્રે યાદજ રાખવી જોઇએ કે વગર બોલાવ્યે અને વગર કામે વારંવાર પોતાના શેઠ કે ઉપરી પાસે ન આવવું જોઇએ. સ્વામી પોતાને બોલાવે ત્યારે નોકરે વિનય પૂર્વક પોતાને ઉચિત એવે માર્ગે ઉપરી પાસે જઇ ઉચિત સ્થાને અંગોપાંગ ઢાંકીને બેસવું. સુજ્ઞ નોકરો ઘણુ ખરૂં પોતાના-શેઠની મુખમુદ્રા જોઇને જ તેમની પ્રકૃતિ જાણી લે છે, અને પ્રકૃતિ જાણ્યા પછી કંઇ મુશ્કેલી નડતી નથી. એ પ્રકૃતિ–પરીક્ષામાં જ નોકરનો અડધો વિજય સમાઇ જાય છે.

શિષ્ય—આપ તો " ઉચિત સ્થાન " કહીને જ અટકી ગયા. પણ તેવું ઉચિત સ્થાન કેવી રીતે પસંદ કરવું ?

સૂરિ—સેવકે પોતાના ઉપરીની બહુ નજીક તેમજ બહુ દૂર નહીં બેસવું જોઇએ. જો બહુજ નજીક બેસે તો ઉપરીને હરકત થાય અને બહુ દૂર બેસે તો વાતચીત કરવામા હરકત પડે, વળી આસન પણ એવું હોવું જોઇએ કે જે ઉપરીના આસન કરતા ઉંચુ કે સરખું પણ ન હોવું જોઇએ.

શિષ્ય—નોકરે કેવી જાતના વસ્ત્રો પહેરવા જોઇએ ?

સૂરિ—સેવકવર્ગે પોતાના માલીક કરતા અધિક સારો અથવા સરખો વેષ પહેરવો એ યોગ્ય નથી એથી સેવકનો ખોટો દંભ માલેકની દ્રષ્ટિમા તરી આવે છે, અલબત્ત, શેઠે પોતે ગજીખુશીથી જે વસ્ત્રો તથા અલંકારો સપ્રેમ ભેટ કર્યા હોય તે પહેરવામા કોઇ જાતની હરકત નથી

શિષ્ય—રાજસભામા કે કોઇ બીજા એવા સ્થાને અમારે કઇ વાતની ખાસ કાળજી રાખવી જોઇએ ?

સૂરિ—સભામા કદાચ છીંક, બગાસુ કે ઓડકાર આવે તો એટલા વાના મુખ ઢાંકીને કરવા બહુ મ્હોટા અવાજથી હસવુ નહીં હસવુ રોકાય તેમ ન હોય તો મુખ આડુ વસ્ત્ર રાખી હસવુ કેટલાકો સભામા બેસી નાક–કાન ખોતરે છે, તે પણ ઠીક નથી હાથ–પગના આંગળાના ટચાકા ફોડવા તે પણ અયોગ્ય છે

શિષ્ય—વાર્ત્તાલાપ કરતી વેળા કેવી જાતની સાવચેતી રાખવી ?

સૂરિ—વાર્ત્તાલાપ કરતા પોતાના ઉપરી–અધિકારી શુ કહેવા માગે છે તે બરાબર સમજી લેવુ અર્ધુ સમજાયુ ન સમજાયુ કે તુરત જવાબ આપી દેવાથી "હીરો ઘોઘે જઇ આવ્યો" જેવુ હાસ્યાસ્પદ પરિણામ આવે છે ઉત્તર આપતી વખતે સ્વામીને તુંકારથી ન બોલાવાય, એ પણ સાવધાની રાખવી ઘટે છે

શિષ્ય—શેઠને સલાહ કે ઉપદેશના બે શબ્દો કહેવાની જરૂર પડે તો તે વેળા શું કરવું ?

સૂરિ—જો પોતાનો ઉપરી કાંઇ ખોટું કામ કરતો હોય અથવા કરવાનો હોય તો સુજ્ઞ અને વફાદાર સેવકે બહુ નમ્રતાથી તે વિષે યોગ્ય ઉપદેશ આપવો જોઇએ. એવે વખતે શરમ કે ભય રાખવાથી સેવકની ફરજ બરાબર અદા થઇ શકતી નથી. પરંતુ તેવી સલાહ કે ઉપદેશ સ્વામીને એકાંતમાં લઈ જઈ મધુર વાણીથી આપવી એજ સેવકની ખરી ખુબી છે.

શિષ્ય—સ્વામી યોગ્ય વાતને પણ ધિક્કારી કહાડે તો?

સૂરિ—એવે વખતે બની શકે તેટલી શાંતિ અને સંયમ રાખવો. ઉપરીની સામે ક્રોધ કરવાથી કે ઉગ્રતા દર્શાવવાથી આપણો ઈષ્ટ હેતુ પાર પડતો નથી. સમયને ઓળખી મૌન ગ્રહણ કરી એકાંત મળતાં સેવકે પોતાના વિચારો દર્શાવવા જોઇએ.

શિષ્ય—ઉપરીનું મન પ્રસન્ન છે કે અપ્રસન્ન છે તે શી રીતે જણાય ?

સૂરિ—સેવકને જોતાંજ જો તે હર્ષ પામે, પાસે બોલાવે અને બેસવાને આસન અપાવે, તેમજ સ્નેહભીનાં શબ્દો ઉચ્ચારે, તો સમજવું કે અત્યારે આપણા ઉપરીનું મન બહુ પ્રસન્ન છે. તેથી ઉલટું જો સેવકને જોતાં છતાં મૌન રાખી બેસી રહે, પ્રત્યેક વાતમાં ઉપેક્ષા દર્શાવે અને રોષયુક્ત વચનો ઉચ્ચારે તો સમજવું કે અત્યારે માલીકનું મન પ્રસન્ન નથી.

શિષ્ય—આપની સાથેની આજની વાતચીત ઉપરથી જેમ સેવકવર્ગને ઘણુ જાણવાનું મળી શકે તેમ છે, તેવી જ રીતે અમારા હાથ નીચેના માણસો સાથે કેવો વ્યવહાર રાખવો, તે પણ જાણી શકાય છે

( ૫ )

સૂરિ—આજે રોજના કરતા કઇક વિલબથી આવ્યા હો તેમ જણાય છે

શિષ્ય—ખરેખર આજે અણધાર્યો વિલબ થઇ ગયો છે તેનુ કારણ એવુ બની ગયુ કે બરાબર નીકળવાના વખતેજ એક અતિથિ મ્હારે ત્યા આવી ચડયા, એટલે તેમની આહાર-સબધી વ્યવસ્થા કરતા જરા વધારે વખત નીકળી ગયો

સૂરિ—તમે અતિથિ કોને કહો છો, તે મારે જાણવુ જોઇએ.

શિષ્ય—ઘરે જે પરોણા આવે તેને અમે મારી ભાષામા "અતિથિ" એવુ નામ આપીએ છીએ તે સિવાય એ વિષયમા હુ કાઇ વધુ જાણતો નથી

સૂરિ—ત્યારે અતિથિ અને પરોણા વચ્ચે બહુ તફાવત છે

શિષ્ય—એ વાત તો હુ આજે પ્રથમજ આપની પાસે સાભળુ છુ

સૂરિ—જે મનુષ્ય અકસ્માત આપણા આગણે દેખાવ દે, જેના આગમન સબધી તિથિ કે વાર આગાઉથી નકી થયેલા ન હોય, અને જે પર્વ, હર્ષ, શોક આદિ સસારના પ્રપચથી મુક્ત

હોય, તેને શાસ્ત્રમાં અતિથિના નામથી ઓળખવામાં આવે છે બાકીનાને મહેમાન અથવા પરોણા શબ્દથી સંબોધવામાં હરકત નથી. જો કે યાચક અને દીન જનો પણ પ્રસંગોપાત આવી ચડે છે, પરંતુ તેમની ગણત્રી મહેમાન કે અતિથિમાં થઇ શકતી નથી

શિષ્ય—અતિથિની સેવા શી રીતે થવી જોઇએ ?

સૂરિ—સારા ગૃહસ્થો અતિથિને દેવ સમાન લેખી તેમનો દરેક રીતે આદર–સત્કાર કરે છે. ભૂખ, તરસ કે એવા બીજા કોઇ ખાસ કારણ વિના અતિથિઓ બનતાં સુધી ગૃહસ્થને ત્યાં જતા નથી. એવા નિસ્પૃહી અતિથિઓની તન–મન–ધનથી યથાશક્તિ સેવા કરનાર ગૃહસ્થ અતિથિ તરફનો ભારે આશિર્વાદ મેળવે એ સ્પષ્ટ જ છે. આવનાર અતિથિ ગમે તેવો પંડિત હોય કે મૂર્ખ હોય, મિત્ર હોય કે શત્રુ હોય, પરંતુ તેને ખાન-પાન આપવામાં કોઇ પણ પ્રકારનો સંકોચ ન રાખવો.

શિષ્ય—પણ તે આપણા ગોત્રનો કે સંપ્રદાયનો ન હોય તો ?

સૂરિ—તેથી શું થઇ ગયું ? અતિથિ હોય તો પછી તેને ગોત્ર, સંપ્રદાય કે જ્ઞાન સંબંધી પ્રશ્ન પૂછવાની જરૂર રહેતી નથી. ખરા ધર્મનિષ્ઠ ગૃહસ્થો પોતાના ભોજન વખતે અતિથિની ખાસ તપાસ કરાવે છે. અને ગામમાં કે આસપાસમાં જો કોઇ અતિથિ હોય છે, તો તેને પ્રથમ ભોજન કરાવ્યા પછી જ પોતે પોતાનું ભોજન લે છે. આવા અતિથિભક્ત સજ્જનો મ્હોટું પુણ્ય ઉપાર્જવા ભાગ્યશાળી થાય છે.

શિષ્ય—દીન અને યાચકજનો આવે તો શું કરવું ?

સૂરિ—તેમને પણ યથાશક્તિ અન્નદાન કે એવી જાતનું બીજું દાન આપી સંતોષવા જોઇએ. સંસારમાં બનતા સુધી કોઇ ભૂખ્યું કે તરસ્યું ન રહે, એજ સદ્‌ગૃહસ્થોની મ્હોટામાં મ્હોટી ભાવના હોય છે.

શિષ્ય—અન્નદાનનું આટલું બધું માહાત્મ્ય શા માટે ?

સૂરિ—તમે ગૃહસ્થ પુરૂષો અન્નની ઉપયોગિતા અને અન્નદાનનું માહાત્મ્ય ન સમજી શકો. જેમને માટે જમવાના અવસરે વિવિધ પ્રકારના સ્વાદિષ્ટ ભોજનો તૈયાર રહેતા હોય, જેઓને ભૂખના અભાવે પણ વારંવાર જમવું પડતું હોય, તેઓ ભૂખ્યા માણસોનું દુઃખ શી રીતે સમજી શકે ? ભૂખ્યા માણસો ભૂખના દુઃખથી ઉશ્કેરાઈ કેવા કુકર્મો કરવા લલચાય છે અને સમાજની વ્યવસ્થામાં કેટલો ગોટાળો ઉભો કરે છે તેનું જ્ઞાન શ્રીમંતોને કયાંથી હોય ?

શિષ્ય—આપનું તે કથન સત્ય છે. પણ અન્નદાનનું બુદ્ધિમાં ઉતરે એવું માહાત્મ્ય તો રહી જ ગયું !

સૂરિ—વાત એમ છે કે ભૂખથી રીબાતા માણસો પોતાની શુભ ભાવનાઓ જાગવી શકતા નથી, ભૂખને લીધે તેઓની દ્રષ્ટિઓ પણ એવી શિથિલ થઇ જાય છે કે તેઓ પોતાના મન ઉપર પુરેપુરો કાબુ રાખી શકતા નથી, તેમની ચિત્તની સમાધી તથા શાન્તિ પણ ભુખને લીધે ખોવાઇ જાય છે. તત્કાળ જો તેમને અન્ન જેવી ઉપયોગી સામગ્રી પુરી પાડવામાં ન આવે તો

આવા લોકો સમાજને કેટલાબધા ભારે થઈ પડે તેનો વિચાર પણ કરવો જોઇએ. તમે જ્યારે બુદ્ધિમાં ઉતરે એવા કારણો માગો છો ત્યારે જ હું આ બધી હકીક્ત તમારી આગળ મુકું છું. બાકી જ્યાં અનુકંપા-દયા અને માનવસેવાની ઉંચી ભાવનાઓ દીપી રહી હોય ત્યાં આવી દલીલોની જરૂર રહેતી નથી. વળી, વિચાર કરો કે આ જગતમાં પોતાનું પેટ કોણ નથી ભરતું? જે ઘણા લોકોને આધાર આપે તેજ ખરેખરો પુરૂષાર્થી નર કહેવાય.

**શિષ્ય**—પણ ભોજન પહેલાં કોઇ અતિથિ કે દીન-યાચક ન હોય તો ?

**સૂરિ**—એ તો હું પ્રથમ જ કહી ગયો કે સુપાત્રનો યોગ ન હોય તો શ્રદ્ધા પૂર્વક એવા અતિથિની ભાવના ભાવી પોતાનું ભોજન લે છે. બાકી પોતાનું પેટ ભરનારા ઉદરંભરીઓથી આ સંસારમાં શું કલ્યાણ થવાનું હતું ?

**શિષ્ય**—અન્નદાનનો મહિમા આજે આપની કૃપાથી બરાબર સમજાયો. દરેક ગૃહસ્થે ભૂખ્યાને અન્ન, તરસ્યાને પાણી અને નિર્ધનને વસ્ત્રનું દાન આપવું જોઇએ, એથી દયાભાવની નિર્મળતા થાય છે. એટલું જ નહીં પણ સમાજ અને સંસારની વ્યવસ્થા પણ ક્રમસર જળવાઈ રહે છે.

**સૂરિ**—ગૃહસ્થોના જે દસ પ્રકારના ધર્મો કહ્યાં છે, તેમાં દયા અને દાનને અગ્રપદ આપવામાં આવ્યું છે, તેનું પણ એજ કારણ છે. દીન જનોનો ઉદ્ધાર કરવો, કોઈની જોડે મત્સર

ન રાખવો, વિનય, સંયમ, ન્યાયપરાયણતા તથા સહૃદયતા વિગેરે ગુણો પણ ગૃહસ્થોએ ખીલવવા જોઇએ

*શિષ્ય*—અતિથિના જેટલી અન્ય કોઇની સંભાળ લેવાની હોય છે ખરી ?

*સૂરિ*—અતિથિને જેમ દેવની ઉપમા આપવામા આવે છે તેવી જ રીતે માત-પિતાને દેવોપમ માનવામા આવે છે માત-પિતાના ઉપકારોથી કયો પ્રાણી આ સંસારમા દબાયેલો નથી માત-પિતાની સેવાથી ભક્તિ અને કૃતજ્ઞતા આદિ સદ્‌ગુણોને પોષણ મળે છે એટલા માટે ભોજન સમયે સૌએ પ્રથમ તેમની સાર-સંભાળ લેવી અને તેમને દરેક પ્રકારે સંતોષ આપી પોતાની ભોજન-પ્રવૃત્તિમા જોડાવું, એવી શિષ્ટ પુરૂષોની પરંપરા છે તે ઉપરાંત પોતાના બાળકો, ગર્ભવતી સ્ત્રી, કુટુંબના વયોવૃદ્ધ માણસો તથા રોગી અને નિરાધાર પશુ-પ્રાણીઓની સંભાળ લેવી જોઇએ તાબાના માણસો જો ભૂખ્યા-તરસ્યા કે રોગથી રીબાતા પડયા રહે, અને તેમનો માલીક પેટ ભરીને સૂઇ રહે તો તાબાના માણસો તેવા માલીકને હૃદયથી આશિર્વાદ ન આપે, એ સ્વાભાવિક જ છે ઘરના વડાએ પોતાના સઘળા આશ્રિતોની ભોજન પૂર્વે અવશ્ય સંભાળ લેવી જોઇએ એમા સ્વાર્થની સાથેજ પરોપકાર રહેલો છે, એમ કહેવાની જરૂર નથી આપણા આશ્રયે પડેલા પશુ-પ્રાણીઓની પણ તેજ પ્રકારે સંભાળ લેવાની હોય છે

*શિષ્ય*—ભોજનનો સમય વાજબી રીતે કયારે થયો કહેવાય ?

સૂરિ—વસ્તુત: તો જઠરાગ્નિ જ્યારે પ્રદિપ્ત થાય અને ખરેખરી ભૂખ જાગે ત્યારે જ મનુષ્યોએ ભોજન કરવું જોઇએ. ભૂખને સમયે ભોજન કરવાથી મનુષ્યનું આયુષ્ય, બળ અને શરીરની કાંતિમાં વૃદ્ધિ થાય છે; પરંતુ વિના ભૂખે જમવાથી અને જીંહ્વાની લાલસાથી પેટમાં ભાર નાંખવાથી એ ભોજન ઉલટું દુ:ખદાયક થઇ પડે છે.

શિષ્ય—પૂર્વનું ભોજન બરાબર પચી ન જાય, ત્યાં સુધી નવું ભોજન કરવું ન જોઇએ એમ મેં સાંભળ્યું છે. કારણ કે તેમ કરવાથી અજીર્ણ થાય છે, એવો વૈદ્ય લોકોનો અભિપ્રાય છે. પણ અજીર્ણથી માણસે એટલું બધું શા માટે બ્હીવું જોઇએ ?

સૂરિ—અજીર્ણ એ બ્હારથી જોતાં છેક નજીવું દર્દ જણાય છે. પણ સર્વ રોગોની ઉત્પત્તિ પ્રાય: એ અજીર્ણમાંથીજ થાય છે; એ વાતની કદાચ તમને ખબર નહીં હોય. અજીર્ણથી જ વાત–પિત્ત–કફ આદિ દોષો પ્રકોપને પામે છે. બહુ ખાવાથી પુષ્ટ થવાતું નથી, તેની સાથે ખાન–પાન બરાબર પચી જાય એટલા માટે તેને યોગ્ય એવો શારીરિક શ્રમ પણ કરવો જોઇએ.

શિષ્ય—અજીર્ણ કેટલા પ્રકારના હશે ?

સૂરિ—મુખ્યત્વે રસશેષ, આમ, વિષ્ટબ્ધ તથા વિપકવ એમ ચાર પ્રકારે અજીર્ણ વર્ણવ્યા છે. બાકી તે સિવાયના બીજા પ્રકાર પણ ઘણા છે.

શિષ્ય—તે ચાર અજીર્ણના લક્ષણો પણ ભિન્ન ભિન્ન જ હશે !

સૂરિ—આમશેષ અજીર્ણ થયુ હોય તો બગાસા આવે, આમ અજીર્ણ થયુ હોય તો ઓડકાર આવે, વિષ્ટબ્ધ અજીર્ણ થયુ હોય તો શરીર તૂટવા માંડે અને વિપક્વ અજીર્ણ થયુ હોય તો ધુમાડાનો ઓડકાર આવતો હોય એવો આભાસ થાય

શિષ્ય—એ ચારે અજીર્ણના સહેલા ઉપાયો પણ હોવા જ જોઇએ ?

સૂરિ—રસ શેષ અજીર્ણમા, ભોજન કરતા પહેલા થોડા વખત સૂઇ રહેવુ, આમ અજીર્ણમા વમન-ઉલટી કરવાથી લાભ થાય છે, વિષ્ટબ્ધ અજીર્ણ વખતે શરીરમાથી પરસેવો છુટે એવા ઉપાયો લેવા જોઇએ અને વિપક્વ અજીર્ણમા તો જળપાન જેવો સાદો ઉપાય જ બસ થઈ પડે છે

શિષ્ય—આહાર બરાબર પાચન થઇ ગયો છે એમ શા ઉપરથી જણાય ?

સૂરિ—ખાધેલુ અનાજ જ્યારે બરાબર પચી જાય છે ત્યારે મળ-મૂત્ર ખુલાસાથી આવે છે, શરીરના વાત-પિત્ત-કફ વિગેરે સમાન અવસ્થામા રહે છે એમા જ્યારે સહેજ પણ ગડબડ ઉભી થાય ત્યારે સમજવુ કે પાચનશક્તિમા બગાડો થવા માડ્યો છે

શિષ્ય—મળોત્સર્ગના બીજા પણ અનેક દ્વારો છે મળ-મૂત્રના ખુલાસાથી બીજા દ્વારોને કઇ સહાયતા મળતી હશે ?

સૂરિ—હસ્તની શુદ્ધિ ઉપર જ શરીરની તમામ શુદ્ધિઓનો આધાર છે. જો અજીર્ણાદિ વિકાર ન હોય તો મળમૂત્ર ત્યાગ કર્યા પછી ક્ષણમાત્રમાં નાસિકા આદિ દ્વારો તથા હૃદય પણ વિશુદ્ધ થઈ જાય છે. પાચનશક્તિ બરાબર હોય તો ઇંદ્રિયો પોત પોતાનું કાર્ય બહુ સરળતાથી અને ઉત્સાહથી કરી શકે છે.

શિષ્ય—પાચનક્રિયામાં કોઇ જાતની વિકૃતી ન થાય એટલા માટે ભોજનનો સમય તેમજ તેની વિધિ દરેક માણસે જાણી લેવાં જોઇએ. તે સંબંધમાં આજે આપ કઇંક કહો એવી મ્હારી પ્રાર્થના છે.

સૂરિ—આપણે ધીમે ધીમે તેજ વિષય ઉપર આવીશું. ભોજન ક્યારે કરવું એ વાત હું એકવાર આગળ કહી ગયો છું. પણ તે એક સામાન્ય નિયમ હતો.

શિષ્ય—જઠરાગ્નિ પ્રદીપ્ત હોય ત્યારે જ ભોજન લેવું જોઇએ એવો આપનો ઉપદેશ મને બરાબર યાદ રહી ગયો છે.

સૂરિ—તેની સાથે ભોજન ક્યારે ન કરવું એ વિષય પણ જાણી લેવો જોઈએ. સવારમાં બહુ વહેલું, સંધ્યાકાળે, રાત્રીએ, હાલતાં-ચાલતાં, અન્નની નિંદા કરતાં તથા અવ્યવસ્થિતપણે બેસીને ભોજન નહીં કરવું જોઇએ.

શિષ્ય—આપનો કહેવાનો અશય એવો હોવો જોઇએ કે પ્રાત:કાળે બહુ વ્હેલા ભોજન લેવાથી જઠર ઉપર બોજો વધી પડે છે. જઠર પોતાનું જુનું કાર્ય ઉકેલે તે પહેલાં તેના ઉપર વધારાનો બોજો નાંખવાથી તે સુસ્ત થઈ જાય છે. સાંજે અથવા

રાત્રીકાળે તો જીવ-જંતુનો ઉપદ્રવ એટલો ખૂબ હોય છે કે કોઈ પણ દયાળુ ગૃહસ્થ તે વેળા ભોજન લેવાનું ઉચિત નજ ગણે હાલતા-ચાલતા અને અન્નની નિંદા કરતા ખાવું એ તો જંગલીપણાની જ નીશાની છે

સૂરિ—અને ભોજન કરવા બેસતા પહેલા મુખ-હાથ-પગ વિગેરે બરાબર સાફ કરી લેવા જોઈએ, એમ ફરીથી કહેવાની જરૂર નથી કેટલાક સ્ત્રી-પુરૂષો, હાથ-પગ-મ્હો બરાબર શુદ્ધ કરવા છતા મલીન વસ્ત્ર પહેરીને, ભીનું વસ્ત્ર ઓઢીને, કે માથું વીંટીને જમવા બેસે છે, તે પણ અયોગ્ય છે કોઈ કોઈ તો ભોજનની સારી સ્વાદિષ્ટ સામગ્રી જોઈ એકદમ ભોજન કરવા બેસી જાય છે અને જેમ તેમ પેટ ભરી ઉઠી જાય છે, તે પણ નિયમ વિરૂદ્ધ છે કારણ કે તેની સ્વચ્છંદતાથી આહારનું પ્રમાણ સચવાતું નથી, તેમ આહારના દ્રવ્યો પણ બરાબર ચવાતા નથી પ રિણામ એ આવે છે કે એવી ઉચ્છૃંખલતાથી પ્રકૃતિ બગડી જાય છે અને શરીરમા વ્યાધીઓ ઘર કરી બેસે છે

શિષ્ય—ભોજન કરવાનું સ્થાન પણ પવિત્ર જ હોવું જોઈએ. એ સિવાય વધુ કાંઈ કહી શકાય?

સૂરિ—સ્થાન શુદ્ધ હોય એટલું જ બસ નથી ઉઘાડી જગ્યા અને અતિશય તડકાવાળી કે અંધારાવાળી જગ્યા એ પણ ભોજનને માટે ઉચિત નથી. પગરખા પહેરીને, ઉતાવળા ચિત્તથી, કેવળ ભૂમિ ઉપર બેસીને તેમજ ખાટલે બેસીને ભોજન કરવું એ પણ અનુચિત છે

શિષ્ય—ભોજનને માટે એવી સખ્ત વિધિ રાખવાનું શું કારણ હશે ?

સૂરિ—આહારની અસર મન ઉપર થયા વગર રહેતી નથી. " આહાર તેવો ઓડકાર " એવી આપણામાં સાધારણ કહેવત છે, તેનો આશય એવો છે કે જો આહારમાં સાત્વિક પદાર્થોનો ઉપયોગ થાય તો તેથી મનોવૃત્તિ પણ સાત્વિક જ રહ્યા કરે છે. એટલા માટે ભ્રષ્ટ અથવા અખાદ્ય પદાર્થોનો ઉપયોગ ન કરવાનું તેમજ ભ્રષ્ટ પુરૂષોની નજર આગળ ભોજન ન કરવાનું ફરમાવવામાં આવ્યું છે, ને જો એક માણસને ગમે તેવા મલીન સંજોગોમાં, મલીન પાત્રોમા, જમવાની ટેવ પડી જાય તો પછી તે માણસ પોતાની પવિત્ર ભાવનાઓને વખત જતાં તેવીને તેવી પવિત્ર ન રાખી શકે.

શિષ્ય—ભોજનના સંબંધમાં સ્પર્શાસ્પર્શત્વ વિષે આપનો શું મત છે ?

સૂરિ—હું માત્ર પવિત્રતા અને સાત્વિકતાનોજ પક્ષપાતી છું, એટલુંજ કહેવું મારે માટે બસ થઇ પડશે. અપવિત્ર વસ્તુ ખાવી નહીં; એટલુંજ નહીં પણ દુરાચારી અને દુષ્ટ ચરિત્રવાળા માણસોના સ્પર્શવાળી ભોજન સામગ્રીને પણ હું તો ત્યાજ્ય જ ગણું છું. બળદ, કુતરા, પશુ, પક્ષીની સુંઘેલી તથા ખાધેલી ચીજોનો પણ બનતા સુધી કોઇએ ઉપયોગ ન કરવો જોઇએ. કારણ કે તે પ્રાણીઓના સુખના ઝેરનો અંશ તે પદાર્થમાં રહી જવાનો સંભવ છે.

શિષ્ય—આપણામાં કેટલાક માણસો કુતરા, બીલાડાની એઠેલી વસ્તુ આહારમાં વાપરતા સંકોચાતા નથી એ મેં કેટલીકવાર પ્રત્યક્ષ જોયું છે.

સૂરિ—બની શકે ત્યાં સુધી ભોજનના તમામ દ્રવ્યો વ્યવસ્થિત પણે સુરક્ષિત રાખવા જોઇએ. કારણ કે ભોજનની ઉપર દેહનો અને દેહની ઉપર મનની શુદ્ધાશુદ્ધતાનો ઘણો મોટો આધાર રહેલો છે, એમ હું કહી ચુક્યો છું. કુતરા, બીલાડા જેવા પ્રાણીઓના સુંઘેલા-સ્પર્શેલા અને ખાધેલા પદાર્થોનો ઉપયોગ કરવો એ મ્હોટું જોખમ ખેડવા બરાબર છે. પવિત્રતા અને શુચિતાના ઉપાસકોએ તો તેવા પદાર્થોનો પરિત્યાગ જ કરવો જોઇએ.

શિષ્ય—પણ કેટલાકો તો એક-બીજાનું એઠું-જુઠું ખાવામાં કશો બાધ જ નથી ગણતા અને કેટલાકો તો પાંચ-સાત જણ સાથે મળીને એક બીજાના મુખસ્પર્શવાળું એઠું ભોજન ખાવામાંજ આનંદ માને છે, તેનું શું ?

સૂરિ—એ રીતિ ખરેખર નિંદનીય છે. પરસ્પરનું એઠું ખાવાથી એક બીજાના સંસ્પર્શ જન્ય રોગો વધારે વિસ્તાર પામી પ્રસરતા જાય છે. વળી તેની ચિત્તવૃત્તિ ઉપર પણ ઘણી માઠી અસર થાય છે. કેટલાક સ્થળોમાં એકજ પ્યાલાથી સેંકડો માણસો પાણી પીવે છે અને પુનઃ તેજ પ્યાલું પાણીના ગોળામાં નાખે છે, આ રીતે વ્યભિચાર વધતો જાય છે. ભાતભાતની જુદી જુદી જાતના રોગ જનક જંતુઓ પેદા થાય છે અને પરિ-

ણુમે સર્વત્ર ત્રાસ ફેલાય છે. આપણામાં કેટલીકવાર ચેપી રોગો જોત જોતામાં ફેલાઇ જાય છે, તેનું પણ આ ભ્રષ્ટાચાર એક કારણ હોવું જોઇએ; એવો કેટલાકોનો મત છે.

શિષ્ય—પ્રસંગોપાત આપે કરેલી આ સૂચના હમેશાં ધ્યાનમાં રાખીશ. ભોજનમાં ખાસ કરીને કયા પ્રકારના અન્ન ફૂલનો ઉપયોગ કરવો તે વિષે કંઇ ફરમાવશો ?

સૂરિ—વિવિધ પ્રકારના અન્ન અને ફળ–ફુલની આરોગ્ય ઉપર કેવી જાતની અસર થાય છે; તે સૌએ યથાશક્તિ સમજી લેવું જોઇએ. સર્વ સાધારણને માટે એટલી વાત કહી શકાય કે અમુક પ્રકારનું અન્ન કે ફળ કયાંથી આવ્યું છે અને તેનું શું નામ છે, ઈત્યાદિ બાબતોનો નિર્ણય કર્યા વિના તેનો ઉપયોગ કરવો ન જોઇએ, વળી એક જ ચીજ બે વાર ઉન્હી કરેલી હોય તો તે પણ પરિહરવી.

શિષ્ય—ભોજન કરતી વખતે કેટલાકો અસાવધાનપણે અચ બચ એવા શબ્દ કરે છે, એનું શું કારણ હશે ?

સૂરિ—તે એક જાતની કુટેવ છે. ભોજનને ખુબ ચાવવું જોઇએ. એમાં તો કોઇ પણ પ્રકારનો શક નથી. પરંતુ તેમ કરતાં મુખને વિકૃત બનાવવું, અને અચ–બચ જેવા શબ્દો કહાડવા એ ટેવ ઇચ્છવા યોગ્ય નથી. જમતી વખતે મુખમુદ્રા હમેશાં હસમુખી તથા આસપાસના સગા–સંબંધીઓને પણ આહ્લાદ આપે એવી હોવી જોઇએ.

શિષ્ય—હું ધારૂં છું કે જો ભોજન કરવાનું સ્થાન એ-

કાતમા જ પસ દ કર્યું હોય તો પછી આપે કહ્યુ તેમ અણગમો ઉપજાવવાની પચાત ન રહે

સૂરિ—ભોજનનુ સ્થાન છેક એકાતમા હોય એ પસ દ કરવા યોગ્ય નથી ભયકર આકૃતી વાળા અને ત્રાસ ઉપજાવે એવી મુખમુદ્રા વાળા ચોર, હત્યારા અને દુર્જનોથી દૂર અને આત્મીય સગા-સ બધીઓ, જેવા કે મા, બ્હેન, માશી, ધર્મપત્ની વિગેરીની હાજરીમા સામાન્ય ઉચાઇવાળા પાટલા ઉપર બેસી, સર્વની સાથે પ્રીતિ અને આન દસૂચક વાર્તાલાપ કરતા ભોજન કરવુ જોઈએ ભોજનની સામગ્રી શુદ્ધ અને સાત્વિક હોવી જોઈએ તેની સાથે ભોજન તૈયાર કરનાર પણ પવિત્ર અને સ તુષ્ટ પ્રકૃતિવાળા હોવા જોઇએ

શિષ્ય—આહારમા લેવા યોગ્ય દ્રવ્યો શુદ્ધ હોવા જોઇએ, તે વાત તો મારે ગળે ઉતરે તેવી છે પણ ધર્મપત્ની તથા સ્નેહી જનોની શી જરૂર હશે ?

સૂરિ—જરૂર એટલા માટે કે સ્નેહીજનો પાસે હોય તો તેમની સાથે આન દપૂર્વક વાર્ત્તાલાપ કરતા મનને અવ્યગ્ર અને શાત રાખી શકાય ભોજન સમયે ચિંતા કે ભય સેવવા ઉચિત નથી. અને જો એકાત તથા ગમગીનીની ભર્યું વાતાવરણ હોય તો મનરૂપી મર્કટ આડુ-અવળુ દોડયા વગર રહે નહીં યોગી પુરૂષો જ એકાતમા મનને સ્થિર રાખી શકે છે બાકી પ્રાકૃતજનો તો સહેજ સાજ અવકાશ મળતા મનને લગામ વિનાના અશ્વની જેમ છૂટુ મૂકી દે છે પરિણામ એ આવે છે કે લેવા-દેવા વગર તે હર્ષ-શોક-ક્રોધ અને ભય સેવી વ્યગ્ર બને છે

શિષ્ય—મા-બ્હેન તથા ધર્મપત્ની વિગેરેની હાજરી ભોજન સમયે આવશ્યક છે, તે હું કબુલ કરૂં છું. પણ ઘણું કરીને તો તેઓ ભોજનાગારમાં હોય છે જ. કારણકે ખાદ્ય પદાર્થો સાફસુફ કરવાનું અને રાંધવાનું કાર્ય તેમને જ હસ્તક હોય છે.

સૂરિ—માતા-બ્હેન તથા પત્નીના હાથની રસોઇ જમવી એ સંસારનું એક સદ્‌ભાગ્ય ગણાય છે. પરંતુ ધનવંતપણાની મિથ્યા કીર્ત્તિ મેળવવા કેટલાકો રસોઇનું કાર્ય ઘરના માણસો પાસેથી પડાવી લઇ પગારદાર રસોયાને સુપ્રત કરી દે છે, અને એ રીતે હાથે કરીને સદ્‌ભાગ્યનું સુખ ગુમાવે છે.

શિષ્ય—આપ તેને સંસારનું સદ્‌ભાગ્ય લેખો છો; તે કઇ રીતે?

સૂરિ—માતાને, બ્હેનને તથા પત્નીને તેમના પુત્રો, ભાઇઓ તથા સ્વામી માટે જેટલી કાળજી હોય તેટલી પગારદાર માણસોને ભાગ્યે જ હોય; એ તો તમે પણ સ્વીકારશો. માતા વિગેરે જે પ્રેમથી ભોજન તૈયાર કરે છે, તે કેવળ અનુભવીઓ જ સમજી શકે છે. જેઓ પ્રેમની કીંમત અને મહત્તા જાણે છે તેઓ વિવિધ રસવાળા પકવાનોને તિલાંજલી આપી માતા, બ્હેન કે પત્નીના હાથનો જારનો સુકો રોટલો ખાવામાં પણ અમૃતના જેટલું સુખ અનુભવે છે.

શિષ્ય—માતા કે બ્હેન શું ભોજનમાં કંઇ વધારે રસ મુકી દેતા હશે? તે તો એક રસોઇઓ રાંધે તોએ સરખું અને ખુદ માતા કે ગૃહિણી રાંધે તો એ સરખું! માતાના હૃદયમાં

પ્રેમ હોય તેથી ભોજન વધારે સ્વાદિષ્ટ થવું જોઇએ એવો કાઇ નિયમ નથી

સૂરિ—પ્રેમથી તૈયાર કરેલા અને પ્રેમથી પીરસાયેલા ભોજનમા જે સ્વાદ હોય છે, તે સ્થૂળ રસનાથી ચાખી શકાતો નથી પ્રેમ એ આત્માની ભૂખ છે પ્રેમ વિનાનુ મિષ્ટાન્ન પણ તુચ્છવત્ લેખાય છે એક માતા અથવા ધર્મપત્ની જેટલી ચીવટ અને કાળજીથી ભોજન તૈયાર કરે, તેટલી ચીવટ અને કાળજી અન્ય કોઇ ભાગ્યેજ રાખી શકે માતાને પોતાના પુત્રના આરોગ્યની અને ઉન્નતિની જેટલી પરવા હોય, એક સ્ત્રીને પોતાના પતિના સ્વાસ્થ્ય અને સુખની જેટલી ચિંતા હોય, તેટલી શુ અન્ય કોઇને હોઇ શકે! આજકાલ કેટલાક ગૃહસ્થો ભોજન તૈયાર કરાવવાનું કામ પણ પગારદાર સેવકો પાસેથી લેવાનુ પસંદ કરે છે આનુ પરિણામ એ આવે છે કે ગૃહિણીઓમા કાર્યકુશળતા અથવા ગૃહતંત્ર ચલાવવાની કુશળતા આવતી નથી તે ઉપરાંત બીજી નૈતિક અધોગતિ થાય છે તે તો વળી જૂદી જ

શિષ્ય—ભોજન કરવા ટાણે અન્ય કોઈ સંબંધી કે ગુરૂજન આવી ચડે તો?

સૂરિ—તો તેમને પણ આપણી નજીક ભોજનાર્થે બેસવાનો વિવેક કરવો તેમા પણ જો કોઈ પવિત્ર પુરૂષ કે સાધુ મહારાજ હોય તો અતિશય નમ્રતાપૂર્વક તેમના આહારની વ્યવસ્થા કરવી આ જગતમા પોતાનુ એકલાનુ પેટ તો કાગડા, કૂતરા પણ ભરી શકે છે એમા કઈ મ્હોટો પુરૂષાર્થ નથી

ખરો ઉદાર નર તો તે કહેવાય કે જે પોતાની સાથે અન્યજનોનું પણ ઉદરપાલન કરી શકે. કહેવત છે કે "માત્ર પોતાનું પેટ ભરનારા વેંતરાઓ બીજાનું શું કલ્યાણ કરી શકવાના હતા ?" માટે યોગ્ય પ્રસંગે બીજાઓને પણ ભોજન કરાવવાનો વિવેક રાખવો.

શિષ્ય—આ સંસારમાં એવો નિયમ છે કે માણસ સૌ પ્રથમ પોતાનો સ્વાર્થ જુએ છે. પવિત્ર અને ત્યાગી પુરૂષોને ભોજન આપવાથી કેવી જાતનો સ્વાર્થ સરે ?

સૂરિ—જેવી રીતે તાજી વીંયાણેલી ગાયને સારો ઘાસચારો આપવાથી પરિણામે તેના માલિકને જ લાભ થાય છે; તેવી રીતે સજ્જન પુરૂષોની ખાતર આપેલો ભોગ એકંદરે સંસારને જ કલ્યાણકારક થઇ પડે છે. સજ્જનો અને મહાત્માઓ પોતાના જ્ઞાન-ધ્યાનનો સમગ્ર વિશ્વને ઉદારતાથી લાભ આપે છે. એવા પુરૂષોના ઉપયોગમાં આપણું અન્ન આવે તો તે મહા પુણ્યનો ઉદય જ સમજવો જોઇએ. જેઓમાં સહેજ બુદ્ધિ હોય છે તેઓ પણ મહાત્માઓની ખાતર થોડી ક્ષતિ સ્વીકારી લેવામાં પોતાનો ખરો લાભ સમજે છે.

શિષ્ય—ખરેખર મહાત્મા પુરૂષોના પ્રતાપે જ આજે નીતિ અને ધર્મનો ધોરી માર્ગ નિષ્કંટક રહી શકયો છે. ભલે તેમની પાછળ આપેલા ભોગનું ફળ તુરતમાં તો કદાચ ન જણાય પરંતુ આખરે તેમનો ઉપદેશાત્મક એક શબ્દ પણ અમૂલ્ય થઇ પડે છે. ગુરૂજન, વૃદ્ધજન અને આપ્તજનનો પણ અમારા ઉપર કાંઇ ઓછો ઉપકાર નથી.

સૂરિ—શાસ્ત્રમા તો એટલે સુધી કહ્યુ છે કે મહાપુરુષો-ના પુણ્યપ્રતાપે જ સૂર્ય તપે છે, તેમના પુણ્યપ્રતાપે જ પૃથ્વી-મા રસ-કસ જળવાઈ રહે છે અને તેમના જ સારા યોગે નિયમિત વરસાદ પડે છે સાધારણ રીતે દુનિયા પણ એમજ માને છે કે જ્યા સુધી પુણ્યશાળી માણસો સ સારમા હયાત હોય છે ત્યાસુધી જ ઋતુઓ યથા નિયમ પોતાનુ કાર્ય બજાવે છે

શિષ્ય—આપણે ભોજનના પ્રબ ધમા વાર્તાલાપ કરતા હતા હવે મૂળ વિષય ઉપર આવીએ ભોજન કેવુ લેવુ જોઇએ તે વિષે કઇ નિયમ છે ?

સૂરિ—બુદ્ધિશાળી પુરુષે પોતાની જમણી નાસિકા વહેતી હોય ત્યારે શરીરના સર્વ અવયવોને સુવ્યવસ્થિત રાખી, ખાવાની વસ્તુ સુઘીને, દ્રષ્ટિ દોષ ટાળીને નહીં બહુ ખારૂ, નહીં બહુ ખાટુ, નહીં બહુ ઠંડુ કે નહીં બહુ ઉષ્ણ, નહીં બહુ મિષ્ટ કે નહી બહુ મરી-મસાલા વાળુ, નહીં બહુ ઓછુ કે નહીં વધારે પડતુ એવી રીતે સમભાવ પૂર્વક મિતાહારપણે ભોજન લેવુ જોઇએ વસ્તુઓ તમામ સારી રીતે રંધાયેલી તથા શાસ્ત્રમા વર્જીત કહેલી વસ્તુઓથી રહિત હોવી જોઇએ

શિષ્ય—ભોજન ઉપર બેસા પછી કેટલાકોને અમુક અમુક વસ્તુની સ્તુતિ અને અમુક અમુક પદાર્થની નિંદા કરવાની ટેવ પડી ગયેલી હોય છે

સૂરિ—એ ટેવ પણ ખરેખર વર્જવા યોગ્ય છે નિંદા કરવાથી અથવા સ્તુતી કરવાથી જો મૂળ વસ્તુના સ્વાદમા કાઇ

ફેરફાર થાય તેમ હોય તો એ નિંદા કે સ્તુતિની કંઈક કીંમત આંકી શકાય, પણ વધારે નીમક નાંખવાથી પદાર્થ ખારો થાય અને વધારે શર્કરા નાંખવાથી વસ્તુ સ્વાદિષ્ટ થાય એ સત્ય જો અબાધિત છે તો પછી આપણે નિંદા કરીએ કે પ્રશંસા કરીએ તેથી વિશેષ શું ફળ મળવાનું હતું ?

શિષ્ય—એ વાત તો સત્યજ છે કે આપણી નિંદા કે સ્તુતિથી મૂળવસ્તુના સ્વભાવમાં કાંઇ ફરક પડી શકે તેમ નથી; પરંતુ સારી વસ્તુને સારી અને ખરાબ વસ્તુને ખરાબ કહેવી એમાં કાંઇ હરકત ખરી ?

સૂરિ—તમે પેલી રાજાવાળી વાર્ત્તા તો સાંભળી જ હશે! કે તેના હજુરીયાઓએ વેંગણ ( રીંગણા ) ની રાજા પાસે એટલી બધી પ્રશંસા કરી અને એ પ્રશંસા સાંભળી રાજાજીએ એટલા બધા વેંગણ ખાધા કે છેવટે એ રાજાને તેની શારીરિક સજા સહન કરવી પડી. વળી એક બાવાજીએ કઢીના સ્વાદથી આકર્ષાઇ એટલી બધી કઢી પીધી કે છેવટે તેમને વમન કર્યેજ છુટકો થયો. કહેવાની મતલબ એટલીજ છે કે કોઇ પણ વસ્તુમાં વધારે પડતો રાગ કે તિરસ્કાર ન હોવો જોઇએ. ભોજન એજ કાંઇ મનુષ્યના જીવનનો અંતિમ હેતુ નથી. નવરા અને અલ્પ બુદ્ધિવાળા માણસોજ ભોજનની નિંદા કે અતિ સ્તુતિ કરે છે. બાકી ડાહ્યા માણસો તો એવા વિષયમાં સમભાવજ રાખે છે.

શિષ્ય—ભોજનમાં પાણી પીવાનો કંઇ નિયમ છે ?

સૂરિ—અર્ધ ભોજન થઇ રહ્યા પછી થોડું પાણી પીવું

એ હિતકારી લેખાય છે ભોજનના અંતે બહુ પાણી પીવું ઉચિત નથી. કારણ કે અંતે પીધેલુ પાણી વિષ સમાન થઇ પડે છે, એવો કેટલાકોનો અભિમત છે

શિષ્ય—ભોજનમાં તો મીઠી, ખાટી અને ખારી એવી ઘણી ચીજો હોય, તે ખાવામા કાંઇ ક્રમ સચવાવો જોઇએ ખરો?

સૂરિ—પ્રથમ મારી—સ્નિગ્ધ-રસવાળી વસ્તુ ખાવી મધ્યમા ખાટી-ખારી તથા અતમા તીખી તથા કડવી વસ્તુ ખાવી જોઇએ એવો સામાન્ય નિયમ છે જમતી વખતે ભિન્ન ભિન્ન વસ્તુનુ મિશ્રણ કરવામા બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇએ એવી કોઇ બે વસ્તુનુ મિશ્રણ ન કરવુ કે જેથી વસ્તુ રસ રહિત બની જાય જે વસ્તુ છુટી છુટી ખાવા જેવી હોય અથવા બીજી વસ્તુની સાથે મેળવાથી વિકૃત બની જતી હોય તે વસ્તુ તદ્દન જુદી જ ખાવી જોઇએ

શિષ્ય—ભોજનમા પીરસાએલી વસ્તુમા જો કોઇ એવી વસ્તુ આવે કે તે ન જ ખાવા યોગ્ય હોય તો શુ કરવુ ?

સૂરિ—દાખલા તરીકે અતિ દાઝવાળી, બળી ગયેલી, અર્ધપક્વ કે અપક્વ રહી ગયેલી અને કીટાદિ યુક્ત હોય તો તે વસ્તુ ન ખાવી એજ ઠીક છે તેની સાથે કોઇનુ એઠું અન્ન આવે તો તે પણ ત્યજી દેવુ જોઇએ

શિષ્ય—દૂધને પૌષ્ટિક તથા સાત્વિક વસ્તુ તરીકે સ્વી કારવામા આવી છે તો કોનુ દૂધ પીવુ હિતકારી છે ?

સૂરિ—ગાયનુ દૂધ બીજા કરતા વધારે ગુણકારી ગણાય

છે. પણ તેમાં યે નવી વીંયાએલી ગાયનું દૂધ દસ દિવસ સુધી છોડી દેવાનું ફરમાવવામાં આવ્યું છે. જંગલી જાનવરોનું, ગાડરનું અને એક ખરીવાળા સર્વ પશુઓનું દૂધ પણ સુજ્ઞ પુરૂષોએ વર્જવું જોઇએ,

શિષ્ય—ભોજન કરી રહ્યા પછી મ્હોં તથા હાથ સાફ કરી લેવા જોઇએ તે સિવાય બીજું કંઇ વક્તવ્ય નહી હોય.

સૂરિ—મનુષ્યે ભોજન કર્યા પછી, સર્વ રસથી ખરડાયેલા હાથે પાણીની એક અંજલી પીવી. ભોજન દરમીયાન પાણી ક્યારે પીવું તે હું અગાઉ કહી ગયો છું. એટલું પ્રસંગોપાત કહી દઉં છું કે પશુની પેઠે છેક નીચા નમી તથા કોઇનું એઠું જુઠું પાણી પીવું ન જોઇએ. કારણ કે તેથી આરોગ્યની હાનિ થાય છે, તેમજ બુદ્ધિ પણ મંદ થઇ જાય છે.

શિષ્ય—કોઇને ત્યાં ભોજન કરવા જવું હોય તો ?

સૂરિ—જે ગૃહસ્થ આપણા જેવા કુળ અને ચારિત્રવાળો હોય અથવા આપણને પોતાના આત્મીય જેવા કિંવા એથી પણ વધારે માનનો હોય તેને ત્યાં ભોજનાર્થે જવામાં કાંઇ હરકત નથી. પરંતુ જો આપણો દ્વેષ કરતો હોય અને વૈરભાવ રાખ્યા કરતો હોય તેને ત્યાં તો કદિ પણ ભોજનાર્થે ન જવું જોઇએ.

શિષ્ય—એવા બીજા ક્યા માણસો છે કે જેમને ત્યાં ભોજનાર્થે સદ્ગ્રહસ્થોએ ન જવું જોઇએ ?

સૂરિ—મરણ પામવાની તૈયારીમાં આવેલા હોય, રાજા તરફથી ફાંસી કે શુલીની સજા પામેલા હોય, ચોર, વેશ્યા, કુ-

માર્ગી, વૈરી, ઘણા વૈરીઓ જેને હોય તેવા ગૃહસ્થ તથા મદ્યનો વિક્રય કરનાર, એઠુ અન્ન ભક્ષણ કરનાર, કુકર્મ કરી પોતાનો નિર્વાહ કરનાર, ભયકર મીજાજવાળા, પાપ કરનાર, એ ભર્ત્તારવાલી દુશ્ચરિત્રી નારી, તથા જેનાથી ભવિષ્યમા આપણને હાનિ થાય એવા માણસોને ત્યા કોઈ કાળે પણ ભોજન કરવુ નહીં

શિષ્ય—આપની આ સૂચના યથાર્થ છે જો કે સારા માણસો બનતા સુધી પોતાના સરખા આચાર-વિચારવાળાને ત્યાજ જાય છે તે છતા આપે કહ્યા તેવા માણસોને ત્યા તો ભૂલે ચૂકે પણ ભોજનાર્થે ન જવુ જોઇએ, એ વાત બરાબર યાદ રાખવા યોગ્ય છે હવે ભોજન બાદ તત્કાળમા શુ કરવુ જોઇએ?

સૂરિ—કેટલાક લોકો કહે છે કે ભોજન કર્યા પછી સો ડગલા હરવુ-ફરવુ જોઈએ અને કેટલાકો કહે છે કે બે ઘડી ડાબે પડખે નિદ્રા લીધા વિના સુવુ જોઇએ

શિષ્ય—આપ પોતે શુ નિર્ણય ઉપર આવ્યા છો?

સૂરિ—મારા વિચાર પ્રમાણે ભોજન કર્યા પછી તત્કાળ પથારીમા પડવુ એ ઉચિત નથી સૂવા જતા પહેલા સો ડગલા આસપાસ ફરાય-હરાય તો વધારે સારૂ

શિષ્ય—કોઈ કોઇ તો ભોજન પછી દાત ખોતરવા બેસી જાય છે

સૂરિ—એ ટેવ ઈચ્છવા યોગ્ય નથી દાત ખોતરવાથી પરિણામે દાતને નુકશાન થાય છે દાત ઉપર આપણા આરોગ્યનો ઘણો મ્હોટો આધાર છે, એ વાત હુ પૂર્વે જણાવી ગયો

છું. દાંતનું સંરક્ષણ મનુષ્યે હરકોઇ પ્રકારે કરવું જોઇએ. દાંતની હૈયાતીમાં દાંતની કીમત સમજાતી નથી; એ શોચનીય છે. દાંત ખોતરવાની કુટેવને પ્રારંભમાંજ દાબી દેવી જોઇએ. જમી રહ્યા પછી કોગળા કરવાથી દાંત સ્વચ્છ રહી શકે છે. સળીયો નાંખવાની કશી આવશયક્તા હોય એમ મને લાગતું નથી.

શિષ્ય—ભોજન પછી કઈ કઇ ક્રિયાઓ ત્યજવી જોઈએ ?

સૂરિ—આહાર કર્યા પછી અંગચંપી કે સ્નાન તુરતમાં જ ન કરવા એવી આરોગ્ય શાસ્રીઓની ભલામણ છે. આહાર પછી ઓછામાં ઓછા એક–બે કલાક સુધી સ્નાન ન કરવું. વળી કેટલાકોને તુરતમાંજ મળ–મૂત્રનો ઉત્સર્ગ કરવાની ટેવ પડી જાય છે તે પણ આરોગ્યના નિયમથી વિરૂદ્ધ છે.

શિષ્ય—ભોજન સંબંધી વાર્તાલાપ કરવાની આપે જ્યારે મહેરબાની બતાવી છે ત્યારે હું એ વિષયમાં એક અગત્યનો ખુલાસો કરવાની રજા લઉં તો આશા છે કે તે ક્ષંતવ્ય ગણાશે.

સૂરિ—ખુશીથી, તમારે જે પ્રશ્ન કરવો હોય તે નિ:સંકોચ પણે કરી શકો છો.

શિષ્ય—ભોજન એ શરીરના નિર્વાહ અર્થે ઘણો અગત્યનો વ્યાપાર છે. પરંતુ ઘણીવાર સ્વાર્થી–પ્રપંચી અને ઘાતકી માણસો ભોજનમાં ઝેર ભેળવી સામા માણસને ભોળવી તેનો પ્રાણ લઇ લે છે. ખાસ કરીને ધનવાન કુટુંબોમાં અને રાજ પરિવારમાં આવા બનાવો બનતા હોય એમ સાંભળવામાં આવે છે.

હુ ધારૂ છુ કે જો ઝેરના લક્ષણો અને ચિન્હો સારી રીતે જાણવામા આવી ગયા હોય તો સ્વાર્થી અને પ્રપંચી માણસોની કપટજાળ ખુલ્લી થયા વિના રહે નહીં.

સૂરિ—ઝેર ભેળવેલુ છે કે નહીં તે જાણવાના ઘણા લક્ષણો શાસ્ત્રમા મળી આવે છે પ્રથમ લક્ષણ તો એ છે કે ઝેરવાળુ અન્ન એકદમ ચડતુ નથી અને ચડી જાય છે તો પાછુ તુરતમાજ વાસી જેવુ થઇ જાય છે ઠરી ગયા પછી પણ તે પોતાના સ્વાભાવિક વર્ણ, ગંધ અને રસને છોડી દે છે

શિષ્ય—ચટણી કે રાયતા જેવા વ્યજનોમા તે મળેલુ હોય તો ?

સૂરિ—તો તે ક્ષણ માત્રમા સૂકાઇ જાય છે ઉકાળો જો ઝેર મિશ્રિત હોય છે તો તેનો રંગ કાળો પડી જાય છે, ફીણ આવે છે, પરપોટા વળે છે અને અદર લીંટીઓ પડી જાય છે

શિષ્ય—ઘી-દૂધ તથા પાણીમા ઝેર મળેલુ હોય તો તે શી રીતે પારખી શકાય ?

સૂરિ—ઘી જેવા રસોમા મળેલુ હોય તો તેમાં લીલા રંગની લીંટીઓ થઇ જાય, દૂધમા મળેલુ હોય તો લાલ, મદ્ય તથા પાણીમા મળેલુ હોય તો કાળી અને દહીંમા મળેલુ હોય તો પણ શ્યામ લીંટીઓ થઇ જાય એવો સામાન્ય નિયમ છે

શિષ્ય—ભીના પદાર્થોમા વિષ ભળેલુ હોય તો તે શી રીતે પારખી શકાય ?

સૂરિ—છાસમા ઝેર હોય તો તેમા નાગી જેવાં રંગની

તથા પીળી લીંટીઓ પડે, દહીં ઉપરની તરમાં હોય તો કબુતર અને હોલાના રંગ જેવી છાંય પડે, પ્રવાહી ઔષધમાં ઝેર હોય તો તેમાં કાબરચિત્રી લીંટીઓ પડે, તેલમાં હોય તો લાલ લીંટીઓ પડે, ચરબીના જેવી દુર્ગંધી પણ આવે, અને કાચા ફળોમાં હોય તો તે તત્કાળ કૃત્રિમપણે પાકી જાય, પાકેલા ફળોમાં ઝેર હોય તો તુરત તે સડી જાય, લીલી વસ્તુ તુરતમાંજ કરમાઇ અને સંકોચાઇ જાય, સુકાઇ ગયેલા ફળોમાં હોય તો તે કાળાં અને વિચિત્ર રંગવાળા બની જાય, કઠણ ફળોમાં ઝેર મળેલું હોય તો તે નરમ થાય અને નરમ હોય તે કઠણ થઈ જાય, ફુલની માળાને વિષનો સ્પર્શ થયો હોય તો તે જલદી કરમાઈ જાય છે અને બરાબર ખીલવા પામતી નથી. પુષ્પો પોતાની સ્વાભાવિક વાસ ગુમાવી દે છે. ઓઢવાના અને પાથરવાનાં કપડામાં ઝેર ખરચ્યું હોય તો તેમાં કાળા ડાઘા પડી જાય.

શિષ્ય—પાત્રો અર્થાત્ વાસણોને પણ કોઈ કોઈ વાર ઝેર લગાડવામાં આવે છે.

સૂરિ—ધાતુના તથા રત્નનાં પાત્રો ઝેરથી મેલાં થઇ જાય છે. સુવર્ણનાં પાત્રોની તમામ શોભા વિષથી અદૃશ્ય થઇ જાય છે. મતલબ કે તેની કાંતિ અને કમનીયતા હણાઇ જાય છે.

શિષ્ય—અગ્નીમાં નાખવાથી પણ ઝેરની પરીક્ષા થઇ શકે છે એ વાત સત્ય છે ?

સૂરિ—ઝેરવાળી વસ્તુ અગ્નીમાં નાંખવામાં આવે તો તે અગ્નીની જ્વાળામાં ભમરીઓ પડતી હોય એવો દેખાવ થાય છે,

અગ્નિ પણ ઝાંખો પડી જાય છે અને તેમાંથી ચડચડ જેવો ધ્વની બહાર આવવા લાગે છે અગ્નિમાંથી જે વાસ આવે તે પણ મૃત કલેવર જેવી દુર્ગંધ પૂર્ણ હોય છે જ્વાળામાં વિવિધ રંગો દૃષ્ટિગોચર થાય છે

શિષ્ય—ઝેરવાળી વસ્તુનો ધુમાડો મનુષ્યને કેવી અસર કરતો હશે ?

સૂરિ—તેવા ધુમાડાથી માથાનો દુખાવો, સળેખમ અને કફ થઈ આવે, આંખમાંથી પાણી ઝરે, મનમાં આકુળ-વ્યાકુળતા ઉદ્ભવે અને શરીર રોમાંચિત થઈ જાય

શિષ્ય—વિવિધ પશુ-પક્ષીઓ ઉપર એવા ઝેરની શી અસર થતી હશે ?

સૂરિ—કાગડો જો વિષમિશ્રિત અન્ન ખાય તો તેનો સાદ બેસી જાય, વિષવાળા અન્ન ઉપર માખી બેસી શકતી નથી, અને કદાપિ બેસે તો તુરતમાં જ મરણ પામે, ભમરાઓ ઝેરવાળું અન્ન સુધી અધિક ગુંજારવ કરી મૂકે છે, મેના અને પોપટ પણ એવું અન્ન સુધી કોલાહલ કરી મૂકે છે ચકોર પક્ષીના નેત્ર ઝેરવાળા અન્નને જોતાંજ સફેદ થઈ જાય છે, કોકીલ પક્ષી મદોન્મત્ત થઈ મરી જાય છે અને ક્રોંચ પક્ષી તેજ સમયે મદોન્મત્ત થાય છે, નોળીયો ઝેરવાળું અનાજ જોઈ હર્ષથી પ્રફુલિત થઈ જાય છે, મયૂર પક્ષીને પણ તેમજ થાય છે, બીલાડો એવી વસ્તુ જોઈ ઉદ્વેગ પામે છે, વાનરો વિષ્ટા કરે છે, હંસ ચાલતા ચાલતા સ્ખલના પામે છે અને કુકડો શબ્દ કરવા લાગે છે

શિષ્ય—મનુષ્ય ઉપર તત્કાળમાં એ વિષની શી અસર થતી હશે ?

સૂરિ—વિષમિશ્રિત અન્ન મનુષ્યના ખાવામાં આવે તો તેથી હોઠમાં ચળવળ થવા લાગે છે, મુખમાં દાહ થાય છે અને લાળ છૂટે છે, વળી હડપચી થંભાઇ જાય છે, જીભ ભારે થાય છે અને તેમાં દરદ થવા લાગે છે, ખારા રસનો સ્વાદ જણાતો નથી.

શિષ્ય—અમુક માણસ ઉપર વિષપ્રયોગ થયો છે કે નહીં તે ખાત્રીપૂર્વક કેવી રીતે જાણી શકાય ?

સૂરિ—વિષપ્રયોગની શંકા આવે તો તે પુરૂષના મુખમાં ફટકડી અથવા ટંકણખાર ધરવા આપવો. જ્યાં સુધી તે ક્ષારયુક્ત પદાર્થ ખારો ન લાગે ત્યાં સુધી તેના અંગમાં વિષનો વિકાર છે એમ ચોક્કસ સમજવું.

શિષ્ય—આજે ભોજન સંબંધી વાર્ત્તાલાપ કરતાં ઘણી નવી વાતો જાણવાની મળી. આપે કહેલી તમામ વાતો જો ધ્યાનમાં રહે તો તેથી આરોગ્ય સંપૂર્ણ સચવાય, એટલું જ નહીં પણ દુષ્ટ માણસોની કપટજાળ પણ તેને કોઇ કાળે ફસાવી શકે નહીં.

સૂરિ—આજે આપણે એ વિષયને એટલેથી જ બંધ રાખીએ, વિશેષ વાત અન્ય કોઇ પ્રસંગને માટે મુલતવી રાખીશું.

શિષ્ય—ગઇ કાલે જ્યારે આપણે છૂટા પડ્યા ત્યારે ભોજનના સંબંધમાં સંપૂર્ણ પ્રશ્નોત્તરો થઇ ગયા હોય એમ મને લાગતું હતું. પરંતુ મને પાછળથી જણાયું કે સાયંકાળના

ભોજન વિષે કંઈ ચર્ચા થઈ શકી નથી આજે સંક્ષિપ્તમા એ વાતનો ઉહાપોહ થાય એવી મ્હારી ઇચ્છા છે

સૂરિ—સંધ્યાનો સમય બીજા સમય કરતા કંઈક વધારે બારીક હોય છે, અર્થાત્ તે વખતે મનુષ્યોએ પોતાના આચાર-વિચારો બહુજ સાવધપણે પાળવા જોઈએ સૂર્યનુ અસ્ત થવુ અને રાત્રીનુ આવવુ એ બે વચ્ચેના સમયના ભાગને આપણે સંધ્યાકાળના નામથી ઓળખીએ છીએ સૂર્ય જ્યારે અસ્તાચળે જવાની તૈયારીમા હોય ત્યારે સ્વાભાવિક રીતે જ તેની સત્તા ધીમે ધીમે મંદ થતી જાય, એથી આસપાસના વાતાવરણમા તથા પ્રકૃતિમા પણ કેટલોક અણચિંતવ્યો ફેરફાર થઈ જાય જેવી રીતે એક મહારાજ્યનો રાજા બદલાતા રાજ્યમા ઘણી ઉથલ-પાથલો થઈ જાય છે તેવીજ રીતે દિવસનો રાજા જે દિનકર તેના અંતર્ધાન વખતે પ્રકૃતિમા એટલે તાપ-પ્રમાણ અને વાયુ-પ્રમાણમા કેટલુક પરિવર્તન થઈ જાય છે

શિષ્ય—સંધ્યા સમયે કેટલાક ફેરફારો તો રોજ અનુભવવામા આવે છે, પણ તેના કારણો તો આજેજ આપશ્રી પાસેથી જાણવા મળ્યા

સૂરિ—સંધ્યાનો સમય ધર્મકાર્યમા વીતાવવાનો જે ઉપદેશ કરવામા આવ્યો છે તે તદ્દન પ્રસંગાનુકૂળ અને વાસ્તવિક જ છે એમ પ્રકૃતિના અભ્યાસીઓ સ્પષ્ટપણે જોઈ શકે છે સંધ્યા પહેલા આહાર વિહારથી નિવૃત્ત થઈ જવાનુ જે ફરમાવવામા આવ્યુ છે તે પણ તદ્દન ઉચિત જ છે

શિષ્ય—સંધ્યા પછી આહાર-પાણી સુદ્ધાં નહીં લેવાનો જે નિયમ બાંધવામાં આવ્યો છે, તેની ઉપકારકતા હવે એકમતે સ્વીકાર પામતી જાય છે.

સૂરિ—પશુ-પક્ષીની સૃષ્ટિનો અને તેમની જીવન-પ્રવૃત્તિનો અભ્યાસ કરવાથી એટલું તો ખુલ્લું જણાઇ આવે છે કે રાત્રીને સમયે આહાર-પાન ઇત્યાદિમાં ઉત્સુક્તાવાળું રહેવું; એ મનુષ્ય જેવા બુદ્ધિમાન પ્રાણીને માટે બહુ જ અનુચિત છે. પક્ષીઓ કુદરતી પ્રેરણાને વશીભુત થઇ સંધ્યા પછી આહાર-પાનાદિનો સર્વથા પરિત્યાગ કરે છે. મનુષ્યો જ માત્ર પોતાની ઉદ્દામ વાસના અને જીહ્વા-ચાપલ્યને રોકી શકતા નથી. તેઓ તીવ્ર બુદ્ધિની જાળમાં ફસાઇ પ્રકૃતિના નિયમનું પણ ઉલ્લંઘન કરી જાય છે. આનું ફળ તેઓ પ્રાયઃ પ્રત્યક્ષ જુએ પણ છે.

શિષ્ય—કેટલાક દર્દીઓને સાયંકાળ પહેલાં ભોજન લઇ લેવાનું વૈદ્યો તથા ચિકિત્સકો ફરમાવે છે એનો મને અનુભવ છે.

સૂરિ—શાસ્ત્રમાં તો એટલે સુધી કહેવામાં આવ્યું છે કે બે ઘડી જેટલો દિવસ બાકી રહે તે વખતે ઋતુને તથા સંધ્યાકાળને ઉચિત એવા આહારથી ઘણી ઉત્સુકતા ન રાખતાં પરિમિત વાળુ કરી લેવું જોઇએ.

શિષ્ય—સૂર્યની વિદ્યમાનતામાં જ આહાર-પાનથી નિવૃત્ત થઈ જવાનું ખાસ કારણ શું હશે ?

સૂરિ—પહેલું તો એજ કે સૂર્યના કીરણોના સ્પર્શથ

ભોજનના દ્રવ્યો શુદ્ધ રહી શકે છે કીરણોથી આ જગતમાં એક કુદરતી પ્રકારની વિશુદ્ધિ ફેલાય છે અને એટલા માટે સૂર્યના કીરણોમાં સૂર્યસ્નાન કરવાનું પણ કોઇ કોઈ પ્રબોધે છે સૂર્યના પ્રતાપે સર્વ પ્રકારની અશુચિતા ગોપાઇ જાય છે વળી જીવ જંતુઓનો ઉપદ્રવ પણ દિવસના ભાગમાં એટલો બધો નથી હોતો કે જેટલો સૂર્યાસ્ત પછી હોય છે, બીજું એ કે રાત્રીનો સમય બની શકે ત્યાં સુધી સંયમ અને ધર્મકાર્યમાં જ વીતાવવો જોઇએ જો આ સમયે પણ મનુષ્ય પોતાની વાસનાઓ અને પ્રપંચોને ન ત્યજી શકે તો તેને આત્મવિચારણાની બે ઘડી મળવી અશક્ય થઈ પડે રાત્રીભોજનનો નિષેધ કરવામાં નૈતિક તથા આધ્યાત્મિક ઘણાં કારણો રહેલાં છે, તેનો તો તમે જેમ જેમ બારીક વિચાર કરતા જશો તેમ તેમ અધિક સ્પષ્ટતાથી અનુભવ થશે

શિષ્ય—ધર્મકાર્ય પ્રત્યેક મનુષ્યે કરવું જોઇએ, એટલું જ નહીં પણ જેઓ પાપ પુણ્ય અને ઇશ્વરની આણમાં શ્રદ્ધાવાળા છે, તેઓ અનુભવે એમ કે ધર્મનું કાર્ય કરવામાં પ્રમાદ કરતા નથી. તો પછી ખાસ અમુક સમયે, દાખલા તરીકે સંધ્યા સમયે ધ્યાન ધ્યાન કરવાનો આવો ઉપદેશ શા માટે ?

સૂરિ—આત્મકલ્યાણ સાધવાની ઇચ્છાવાળા મનુષ્યો માટે કોઇ ખાસ સમય કે સાધન હોતું નથી સામાન્ય રીતે જ્યારે વિશ્રામ વ્યાપાર પ્રતિ પ્રવૃત્તિ, સમાપ્ત થાય ત્યારે નિવૃત્તિના સિદ્ધાંતથી મન શાંત થઈ જાય ત્યારે જો મનુષ્યો પણ

પોતાની કામના અને વાસનાઓને ઘડીભર અળગી કરી શાંત ચિત્તે પોતાનાં પાપોનું પ્રાયશ્ચિત કરે, આત્મસ્વરૂપની વિચારણા કરવા ચિત્તવૃત્તિને અંતર્મુખ કરે તો તેમાં કુદરત પણ સહાયક થાય એ નિર્વિવાદ છે. એટલાજ માટે સંધ્યા જેવા શાંત અને રમણીય પ્રસંગને ધર્મકાર્ય અર્થે ખાસ પસંદગી આપવામાં આવી છે.

શિષ્ય—તો હવે સંધ્યા સમયે ક્યા ક્યા વ્યાપારો ખાસ કરીને વર્જવા તે ટુંકમાં જણાવો.

સૂરિ—શાસ્ત્રાજ્ઞા એવી છે કે જો સંધ્યા સમયે નિદ્રા કરે તો લક્ષ્મીનો નાશ થાય, મૈથુન કરે તો દુષ્ટ ગર્ભની ઉત્પત્તિ થાય, ભણે તો પાઠમાં ખામી રહે અને ભોજન કરે તો રોગ થાય, માટે એટલા વાનાં સાંજે ન કરવાં.

શિષ્ય—ધર્મકાર્યને માટે સંધ્યાનો સમય બહુજ અનુકૂળ છે તે હું કબુલ કરૂં છું, પણ આપે શાસ્ત્રાજ્ઞાનું નામ લઇ જે આપત્તિઓ જણાવી તેમાં વિશ્વાસ બેસતો નથી.

સૂરિ—તે ભયો અથવા આપત્તિઓ છેક કાલ્પનિક છે, એમ માની લેવાની ઉતાવળ કરવી એ ઉચિત નથી. આપણે જે પૃથ્વી ઉપર વસીએ છીએ તે પૃથ્વી એક પ્રકારનો ગ્રહ છે, તેની આસપાસ બીજા ગ્રહો પણ નિરંતર ગતિમાન રહ્યા કરે છે, એ તમામ ગ્રહોની સારી માઠી અસર આપણા ઉપર એટલે કે પૃથ્વી નિવાસીઓ ઉપર થાય એમાં અશ્રદ્ધા લાવવા જેવું શું છે? જ્યોતિષવિદ્યાના આચાર્યો બળ, બુદ્ધિ, પરિવાર અને સંપત્તિ-

મા ગ્રહોનો અન્તરને પ્રધાનતા આપે છે આપણામા સારા મંગળ મુહૂર્તો જોવરાવવાનો જે ચાલ છે, તે પણ આ ગ્રહોને લીધેજ સંધ્યા સમયે આ ગ્રહોની અસર આપણી નિદ્રા, મૈથુન, ભોજન અને અધ્યયનાદિ પ્રવૃત્તિઓ ઉપર કેવી રીતે થાય છે તેનો વિચાર કરવામા આવે તો ઉક્ત કથનમા અશ્રદ્ધા જેવુ કઇ રહે નહીં

શિષ્ય—સાયંકાળનો ખરેખરો સમય કયો કહેવાય ?

સૂરિ—અર્ધા સૂર્યમંડલનો અસ્ત થવા પછી આકાશમા બે ત્રણ નક્ષત્રો જ્યા સુધી ન દેખાય ત્યા સુધીજ સાયંકાલનો સમય સમજવો, એમ પંડિત પુરૂષો કહે છે

શિષ્ય— હવે આવા વખતે કોઇ અતિથિ આવી ચઢે તો ?

સૂરિ—આવી વેળાએ જે અતિથિ આવે તે પ્રાય સ્થાન કે વિશ્રામનો જ અભિલાષી હોય, દિનભરના શ્રમથી જે થાકેલો હોય અને રાત્રીના અંધકારમા આગળ વધુ પ્રયાસ ન કરી શકે તેવો હોય એમ આપણે માની લઇએ. આવા અતિથિને યોગ્ય સ્થાન તથા શય્યા આપી તેનો સમાદર કરવો જોઇએ બાકી અતિથિસત્કાર વિષે આપણે એકવાર ચર્ચા થઈ ગઈ છે

શિષ્ય—રાત્રીના સમયે દીપક તથા પલંગ વિગેરે કેવા રાખવા જોઇએ તે ટુંકમા જાણવા ઇચ્છુ છુ

સૂરિ—પલંગ કિંવા ખાટ એવા હોવા જોઇએ કે જેમા જુ-માંકડ આદિ જીવો ભરાઇ રહી શકે નહીં, તેમજ તે એટલા

મલીન પણ ન હોવા જોઇએ કે જેથી જંતુઓની ઉત્પત્તિ થયા જ કરે. શરીરને કષ્ટ ન પહોંચે, અને શાંત રીતે નિદ્રા આવી જાય એવી ખાટ પસંદ કરવા યોગ્ય છે. હવે દીપકના સંબંધમાં જણાવવાનું કે સંધ્યાના સમયે જે મંગળકારી દીપ પ્રકટાવવામાં આવે તે દેદિપ્યમાન, સારી જ્યોતિવાળો, શબ્દરહિત, મનોહર અને ચળકતા સુર્વણ સરખા પ્રભામંડળ યુક્ત હોવો જોઇએ.

શિષ્ય—આપે દીપકના જે લક્ષણો કહ્યાં તેથી વિરૂદ્ધ પ્રકાર જોવામાં આવે તો ?

સૂરિ—એટલે કે જો તણખા મૂકતો, નાના આકારનો, ડાબી બાજુએ ભમરી ખાતો, થોડો પ્રકાશ આપનારો, પવન અને પતંગીયાનો ત્રાસ નહીં હોવા છતાં પણ બૂઝી જતો અને તડતડ શબ્દ કરતો હોય; તો તે અનિષ્ટનો સૂચક ગણાય છે.

શિષ્ય—નિદ્રાનો સમય સમિપ આવતાં શું શું કરવું જોઇએ ?

સૂરિ—મુખમાંથી તાંબુલ, કપાળ ઉપરથી તિલક, કંઠમાંથી માળા અને શય્યા થકી સ્ત્રી એટલા વાનાં દૂર કરવાં.

શિષ્ય—એમ ન થાય તો તેથી કેવા પ્રકારની હાનિ સંભવે?

સૂરિ—નિદ્રા સમયે જો મુખમાં તાંબુલ હોય તો તે બુદ્ધિનો નાશ કરે છે, કપાળે તિલક હોય તો તે આયુષ્યને હરણ કરે છે, ફુલની માળા હોય તો તેથી સર્પ આવવાનો સંભવ રહે છે અને સ્ત્રીઓ પાસે હોય તો તેથી બળની હાનિ થાય છે.

શિષ્ય—આપે કહ્યા તે ભયો બુદ્ધિગમ્ય થઇ શકે તેવા છે.

સૂરિ—એમા એક વાત ખાસ કરીને તમારા જેવા ગૃહસ્થોએ ધ્યાનમા રાખવી જોઇએ જૂના કથાના ગ્રંથો અને ઉપદેશોમા પૃથગ્ શય્યાનો સિદ્ધાંત જોવામા આવે છે, આજકાલ એ સિદ્ધાંતનુ યથાર્થ પ્રતિપાલન થતુ જોવામા આવતુ નથી એ ખરેખર શોચનીય છે

શિષ્ય—પૃથગ્ શય્યાનો વિસ્તૃત ભાવાર્થ સમજવાની જીજ્ઞાસા રાખુ છુ

સૂરિ—પૃથગ્ શય્યા એટલે ભિન્ન ભિન્ન શય્યા અને તે શય્યા, પતિ-પત્નીની જ હોય એ સ્પષ્ટ છે સ્વામી અને સ્રીની શય્યા એક ન હોવી જોઇએ કારણ કે એમ ન કરવાથી બળ અને બુદ્ધિનો નાશ થાય છે એમ આગળ કહેવાઇ ગયુ છે

શિષ્ય—પૂર્વ કાળમા એવી પૃથગ્ શય્યા હતી એનો કઇ પુરાવો ?

સૂરિ—બહુ દૂર ન જતા આપણે **શ્રી મહાવીરપ્રભુનુ** ચરિત્ર જે વર્ષમા એક વાર અવશ્યમેવ સાભળીએ છીએ, તે ચરિત્રના પ્રસંગોનુ મનન કરવાથી તમે જે પુરાવો માગો છો તે મળી શકશે ભગવાન્ જ્યારે ગર્ભમા આવે છે ત્યારે ત્રિશલા માતા અનુક્રમે ચૌદ સ્વપ્ન નીહાળે છે સ્વપ્ન જોયા પછી નિદ્રામાથી ઉઠી તેઓ સિદ્ધાર્થરાજા પાસે જાય છે હવે જો પૃથગ્ શય્યા ન હોય અને સ્વામી-સ્રી એક જ શય્યામા નિદ્રા લેતા હોય તો પાસે જવાની અને સ્વપ્ન સંબંધી વૃત્તાત કહેવાની વાત ચરિત્રમા ન આવે એ ખુલ્લુ જ છે સ્રી અને

પુરૂષની એક શય્યાનો રીવાજ ધર્મ કે સંસારદ્રષ્ટિએ પણ હાનિકારક છે.

શિષ્ય—સંસાર દ્દષ્ટિએ શી હાનિ! તે ન સમજાયું.

સૂરિ—મનુષ્યોનો સંસાર એ પશુઓનો સંસાર નથી. પશુઓમાં લગ્ન જેવો પવિત્ર સંબંધ નથી હોતો. સંસારના યથાયોગ્ય નિર્વાહુને અર્થે લગ્નની વ્યવસ્થા આપણા પ્રાતઃસ્મરણીય પૂર્વજોએ કરી છે. લગ્ન એ વસ્તુતઃ બ્રહ્મચર્યનો એક પ્રકાર છે—દેશવિરતિ બ્રહ્મચર્ય પાળવા માટે લગ્ન આવશ્યક છે. હવે જો લગ્ન, કે જે ખરૂં જોતાં મનુષ્યોની પાશવવૃત્તિ ઉપર અંકુશ મુકનારૂં એક સાધન છે, તેનો જો દુરૂપયોગ થાય અને લગ્નને નામે અત્યાચાર સેવવામાં આવે તો તે લગ્ન નહીં પણ ચોક્કસ પ્રકારનો વ્યભિચાર જ છે એમ કહી શકાય.

શિષ્ય—પૃથગ્ શય્યાથી મનોવૃત્તિ સંયમિત રહે, તે સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. તે સિવાય બીજો કંઇ લાભ ખરો?

સૂરિ—પૃથગ્ શય્યાથી ઘરના ન્હાનાં—મ્હોટાં બાળકો અને યુવાનો ઉપર એક પ્રકારની નૈતિક છાપ પડે છે. અને તેમનું ચારિત્ર ઉજ્જ્વળ બને છે. એ લાભ કંઇ જેવો તેવો નથી.

શિષ્ય—લગ્નના હેતુ અને પવિત્રતા સંબંધે સંક્ષિપ્તમાં આપે જે કહ્યું તે હું બરાબર લક્ષમાં રાખીશ. લગ્ન સમયે વર-વધૂના લક્ષણ ઓળખવાની શાસ્ત્રીય પદ્ધતિ હજી મારે આપની પાસે જાણવાની બાકી છે. પરંતુ વિષયાંતર થઇ જાય એવા ભયથી એ ચર્ચા જતી કરૂં છું.

સૂરિ—રાત્રી અથવા સધ્યા સમયના કાર્ય-કલાપ સબધે વિશેષ કઇ પૂછવુ હોય તો પૂછી શકો છો

શિષ્ય—રાત્રિએ કઇ કઇ પ્રવૃત્તિઓ વર્જવી જોઇએ ?

સૂરિ—સુજાણ મનુષ્યો રાત્રિએ દેવપૂજા, સ્નાન, દાન, ભોજન, તાબુલ, વિહાર, તથા ગુપ્તમત્રણા એટલા વાના કરતા નથી

શિષ્ય—સ્નાન, ભોજન અને તાબુલનો નિષેધ તો બરાબર બુદ્ધિગમ્ય થઇ શકે તેમ છે પરતુ દેવપૂજા અને દાન જેવી પવિત્ર ક્રિયાનો નિષેધ શામાટે થયો તે સમજાતુ નથી

સૂરિ—ભાવપૂજાનો અને અનુકપાદાનનો પણ એમા નિષેધ થઇ જાય છે એમ માનવાનુ નથી. દ્રવ્યપૂજા હમેશા વિધિપુરસર જ થવી જોઇએ રાત્રી-સમયે એવી પૂજાનો વિધિ જોવામા આવતો નથી અલબત, સ્તવન અને સ્તુતિ જેવી ભાવમય દેવપૂજા થઈ શકે છે દાન એ એક પ્રકારની પ્રવૃત્તિ વિશેષ છે અને રાત્રીનો સમય તો બની શકે ત્યા સુધી આત્મ ધ્યાન અને તપ-અધ્યયનમા જ વીતાવવો જોઇએ, એવો નિર્દેશ અગાઉ થઇ ચૂકયો છે બાકી ટાઢને લીધે ધ્રુજતો અથવા પીડા પામતો દેખી વસ્ત્રદાન કે અભયદાન આપવુ એમા રાત્રી-દિવસ કે ગ્રહ-નક્ષત્રનો બાધ નડતો નથી

શિષ્ય—ગુપ્તમત્રણાનો નિષેધ શા માટે ?

સૂરિ—રાત્રીમા ગુપ્તચરો અને નિશાચરો આપણી ગુપ્તમત્રણાનો ખોટો લાભ ન લઇ જાય એટલા માટે જ આવી

સાવચેતી રાખવાનું સૂચવવામાં આવ્યું હશે. રાત્રીના વખતે થયેલી મંત્રણા ગુપ્ત રહી શકતી નથી. કારણકે મંત્રણા ચલાવનારાઓ જ્યારે તલ્લીનપણે ઝગમગતા પ્રકાશની મધ્યમાં બેઠા હોય છે ત્યારે ગુપ્તચરો આડા-અવળા સંતાઈ નિઃસંકોચપણે મંત્રણાનો ભેદ કળી જાય છે. પ્રકાશમાં બેઠેલા મંત્રણા ચલાવનારાઓને બ્હારના ગુપ્તચરો બરાબર જોઈ તથા સાંભળી શકે છે, જ્યારે બ્હાર અંધકારમાં છૂપાયેલા છદ્મવેશીઓને ઓળખી કહાડવાનું લગભગ અશક્ય થઈ જાય છે.

શિષ્ય—હવે શયનવિધિ સંબંધે બે બોલ કહો તો આજની ચર્ચા આટલેથીજ બંધ કરીએ.

સૂરિ—પોતાના પૂજ્ય પુરૂષો કરતાં ઉંચે સ્થાને વિનિત મનુષ્યો સુવાનું પસંદ કરતાં નથી. વળી સૂતી વખતે પગ ભીના ન હોવા જોઇએ. ઉત્તર તથા પશ્ચિમ દિશા તરફ માથું રાખવું એ પણ અયોગ્ય ગણાય છે.

શિષ્ય—બાકી સ્વપ્ન અને પ્રાતઃકૃત્ય વિષે આપે અત્યાર આગમચ જે શિક્ષણ આપ્યું છે તે હજી મ્હારા સ્મરણમાંજ છે, એટલે તે વિષે હું આપને શ્રમ આપવા માગતો નથી.

શિષ્ય—આર્યશાસ્ત્રમાં લગ્ન તે એક પવિત્ર સંસ્કારનું નામ આપવામા આવ્યું છે, તે સંસ્કાર શામાટે પવિત્ર ગણાય છે અને ગણાવો જોઇએ તે આપે ગઇ કાલે અસરકારક રીતે સૂચવ્યું છે, છતાં તે સંબંધી વિશેષ કંઇક જણાવો તો મહાન ઉપકાર થાય.

સૂરિ—લગ્ન એ સંસારનું કેન્દ્રસ્થાન છે, એ કેન્દ્રસ્થાન

જેટલુ પવિત્ર હોય તેટલે અશે તે કેદ્રસ્થાનમાથી ઉદ્ભવતી અતિ પણ પવિત્ર હોય છે, એ વાત સમજવી મુશકલ નથી 'આજકાલ લગ્ન સસ્કાર જેટલો છિન્નભિન્ન અને અસ્ત-વ્યસ્ત થઇ ગયેલો છે તેટલો ભાગ્યેજ" અન્ય કોઇ વિધિ દુર્દશાગ્રસ્ત થયો હશે

શિષ્ય—સ્ત્રી-પુરૂષનુ સમિલન એ કુદરતી વ્યાપાર છે, તેમા વળી વિધિ-નિષેધ અને નીતિ-નીયમો શા માટે?

સૂરિ—એ કુદરતી વ્યાપારનેજ સ્વાર્થી અને કામી પુરૂષોએ અકુદરતી બનાવી નાખ્યો છે જે લગ્નગ્રથી દ્વારા બે આત્માઓ પવિત્ર પ્રેમમા તલ્લીન થઇ જવા જોઇએ, જે પ્રેમલગ્નના શીતળ છત્ર નીચે ઉભય આત્માઓની સસારયાત્રા ત્રિવિધ તાપ રહિત સમાપ્ત થવી જોઇએ, તેજ લગ્નવિધિને અત્યારના જમાનાએ પ્રાય એક વેપાર અથવા ક્રય-વિક્રયની વસ્તુ બનાવી દીધી છે

શિષ્ય-તે કેવી રીતે?

સૂરિ—આજે લગ્નના નામે કન્યાવિક્રય, વૃદ્ધલગ્ન તથા બાળલગ્નના જે સર્વનાશી કુરિવાજો પ્રવર્તિ રહ્યા છે તેનો જરા શાત ચિત્તે વિચાર કરશો તો મારો કથિતાશય અનાયાસે સમજી શકશો

શિષ્ય—કન્યાવિક્રયને આપ શા માટે વખોડી કાઢો છો? તે,મારે સમજવુ જોઇએ સ્ત્રી-પુરૂષનુ લગ્ન એ તો કુદરતી વ્યાપાર છે અને એ વ્યાપાર સહિસલામતી પૂર્વક પ્રવર્તતો હોય તો પછી

એક કન્યાના બદલામાં કાંઇક ધન કે દોલત લેવામાં આવે એથી લગ્નસંસ્કાર કેવી રીતે કલંકિત થાય ?

સૂરિ—તમારો પ્રશ્ન ઉપર ઉપરથી જોતાં મહત્વનો લાગે છે પણ ઉંડા ઉતરીને તપાસતાં જણાશે કે તમારો પ્રશ્ન અલ્પજ્ઞતામાંથી જ ઉદ્ભવ્યો છે. પહેલી વાત તો એ છે કે લગ્નની સાથે જ્યારે દ્રવ્યલોભ અથવા કામવાસના જોડાય ત્યારે એ પવિત્ર સંસ્કાર પણ રાક્ષસી સ્વરૂપ ધારણ કરે છે. ધન લેવા છતાં સ્ત્રી-પુરૂષ લગ્નની ગ્રંથી વડે જોડાય છે એ તો પ્રગટ જ છે, પરંતુ કામ-લોભની વાસનાઓ એવી દુષ્ટ હોય છે કે તેના સ્પર્શ માત્રથી અમૃત પણ વિષરૂપ બની જાય છે.

શિષ્ય—લગ્નની પાછળ કેટલીકવાર માત પિતાઓનો ધનલોભ રહેલો હોય છે તેમજ વૃદ્ધ પુરૂષની કામવાસના પણ રહેલી હોય છે; પરંતુ એથી લગ્નસંસ્કાર રાક્ષસી સ્વરૂપ કેમ લે છે તે વાત તો રહીજ જાય છે.

સૂરિ—શાસ્ત્રમાં તૂરી ભેરીના નાદ સાથે એમ કહેવામાં આવ્યું છે કે “જેનું શરીર, શીળ, કુળ, ધન, વય અને વિદ્યા એ છ બાના સારાં હોય, તથા જેને માથે વડીલ માણસો હોય તેને પોતાની કન્યા આપવી. હવે જો કન્યાના માત-પિતા ધનલોભમાં આંધળા બની જાય તેમજ જો સામા પક્ષવાળા રૂપ કે કામમોહમાં અંધ બની જાય તો પછી કુળ, શીલ, વય વિગેરે કોણ અને કેવી રીતે તપાસી શકે ? લગ્નના આવા પ્રાથમિક નિયમનું ઉલ્લંઘન થાય તેને કોઇ પણ બુદ્ધિમાન મનુષ્ય લગ્ન કહી શકે નહી.

શિષ્ય—ધનનો લોભ જ્યા ઉગ્ર સ્વરૂપ લે ત્યા પછી કુળ શિળ વિદ્યા અને બુદ્ધિનો વિચાર પાતાળે પહોચે એ હું સમજી શકુ છુ અને કન્યાવિક્રય તથા વૃદ્ધ લગ્ન કરનારા પક્ષોમા એવી વસ્તુસ્થિતિ પ્રત્યક્ષ જોવામા પણ આવે છે, પરન્તુ મારા ધારવા પ્રમાણે એથી માત્ર બે પક્ષનેજ સહન કરવુ પડે છે

સૂરિ—નહીં એની માઠી અસર સમગ્ર સમાજ ઉપર થાય છે કન્યાને એક વિક્રયની અર્થાત્ વેચાણની વસ્તુ માની લેવામા આવે છે અને તદર્થે વપરાતુ ધન, નિર્દોષ બાળાઓનુ શીલ હરણ કરનાર ભયંકર માનવ શત્રુની ગરજ સારે છે, આથી સમાજને કિંવા સંસારને ઓછી હાનિ થાય છે એમ શુ તમે ધારો છો?

શિષ્ય—કન્યાવિક્રય એક દુષ્ટ રીવાજ છે કારણકે તેથી વર–વધૂ પક્ષના ગુણ દોષ જાણવાનો અવકાશ રહેતો નથી, પરંતુ સંસારના સુવ્યવસ્થિત બંધારણને આઘાત પહોચે છે એ તો આજેજ આપની પાસેથી જાણ્યુ

સૂરિ—મે પ્રારંભમા જ કહ્યુ છે કે લોભ અને કામ એવી વાસનાઓ છે કે દ્રષ્ટિવિષ સર્પની જેમ તે વાસનાઓની દ્રષ્ટિ પડતા જ અમૃત હોય તે હળાહળ થઈ જાય છે માત્ર એકજ ઉદાહરણ આપુ વસ્તુત સંગીત વસ્તુ બહુ સુંદર અને આત્મવૃત્તિને પ્રમાદ અર્પનારી છે, પરંતુ તે સંગીત કુલટા વેશ્યાના હાથમા જવાથી તેના સ્પર્શ માત્રથી અપવિત્ર અને ત્યાજ્ય બની ગયુ છે, વ્યાપાર વસ્તુ એવી છે કે જેથી દેશ–પરદેશને અપાર લાભ થાય પરંતુ ગમે તે રીતે દ્રવ્ય જ કમાવુ –પછીઆધાર

થવું એ વાસના પચંડ બનવાથી વ્યાપાર પણ મનુષ્યોની અધો-ગતી કરાવનારો થઇ પડયો, તેવીજ રીતે લગ્નની પાછળ જો માતા પિતાનો દ્રવ્ય-લોભ અને વૃદ્ધ કે અશક્ત પુરૂષનો કામ-મોહ રહે તો તે પણ અધોગતિએ લઇ જાય એમાં શક નથી.

શિષ્ય—વિધવાઓની વધતી જતી સંખ્યા, વ્યભિચાર અને દુરાચારનો પ્રબળ બનતો જતો દાવાનળ અને ગર્ભહત્યા જેવા નારકીય દૃશ્યોની ભયંકરતા એ સર્વ લગ્નસંસ્કારની ભ્રષ્ટતા-નુંજ પરિણામ હશે?

સૂરિ—મેં જે એમ કહ્યું હતું કે લગ્નના ભ્રષ્ટાચારથી સંસારનું બંધારણ કલંકિત થાય.છે એનો પણ એજ હેતુ હતો.

શિષ્ય—કન્યા કોને ન આપવી એ સંબંધી સ્પષ્ટિકરણ પણ શાસ્ત્રમાં તો હશે જ?

સૂરિ—જોકે તે સંબંધી વીસ્તાર કે જે શાસ્ત્રમાં જોવામાં આવે છે તે સર્વ આજ કહી શકાય તેમ નથી તથાપિ ટુંકમાં એટલું કહી શકાય કે ડાહ્યા માણસોએ મૂર્ખ, નીર્ધન, દૂર રહે-નાર, શૂર, મુમુક્ષુ-મોક્ષની ઇચ્છાવાળા અને પુત્રીથી ત્રણ ગણી અધિક ઉમરનાને કન્યા આપવી નહીં.

શિષ્ય-એ સર્વ નિષેધોનું કારણ પણ કંઇક હોવું જોઇએ.

સૂરિ-પ્રથમ નિષેધ મૂર્ખ માણસ વિષેનો છે. મૂર્ખતા કિંવા અજ્ઞાનતા સાથે બીજા અનેક દુર્ગુણો સ્વાભાવિક રીતેજ હોય છે.

શિષ્ય—મૂર્ખની સાથે સદાચારપરાયણતા હોય તો?

સૂરિ—સત્શીલ, સારો સ્વભાવ, નૈતિક વર્ત્તન એ સર્વ પરમ બુદ્ધિમત્તા અને જ્ઞાન-પરિપાકનાજ લક્ષણો છે, એ કદાચ તમે નહીં જાણતા હો માત્ર અક્ષરો વાચતા-લખતા આવડે એટલેજ માણસ ડાહ્યો ગણાય એ સિદ્ધાત ભૂલભર્યો છે અમુક માણસ કેટલો જ્ઞાનવાન અને વિદ્યાવાન છે તેની કસોટી હમેશા તેના સદાચાર અને સદ્વર્ત્તન ઉપરથી જ થઇ શકે છે એક મનુષ્ય સસારમા પરમ વિદ્વાન મનાતો હોય અને એટલુ છતા તેનામા જો નીતિપરાયણતા અથવા સદાચાર જોવામા ન આવે તો તેને અક્ષર-જ્ઞાની કહી શકાય, પરતુ જ્ઞાની અથવા વિદ્વાનતો ન જ કહી શકાય સદાચાર એ જ્ઞાનનો પરિપાક છે અહીંઆ જે મૂર્ખ શબ્દ વાપરવામા આવ્યો છે, તે વસ્તુત સભ્યાસભ્યતાથી અજ્ઞાન, ધર્માધર્મથી અણવાકેફ તથા સ્વચ્છદી મનુષ્યો માટેજ છે એવા મૂર્ખ જમાતાને કન્યા આપવાથી નથી થતુ કન્યાનુ કલ્યાણ કે નથી થતુ તેનુ પોતાનુ કલ્યાણ

શિષ્ય—અમુક પાત્ર મૂર્ખ છે કે સુજ્ઞ તેનુ માપ કેવી રીતે કાઢી શકાય ?

સૂરિ—એ વાત ખરી છે કે તેનો નિર્ણય સૌ સૌ પોતાની ઇચ્છા અને રૂચી અનુસાર કરે છે, પરતુ કન્યાના હિતૈષીઓએ આવા પ્રસગે જે જોવાનુ છે તે માત્ર એટલુજ કે જે પાત્રના હસ્તમા કન્યાનુ સપ્રદાન કરવામા આવે છે તેના વિદ્યા-બુદ્ધિ

અને આચાર-વિચાર કન્યાના વિદ્યા-બુદ્ધિ સાથે સરખાપણું ધરાવે છે કે નહીં ? જો સ્વભાવ અને બુદ્ધિ વિગેરેમાં સમાનતા જોવામાં આવે તો વર-કન્યાનો સંસાર ભલે સર્વોત્તમ કોટીનો કદાચ ન નીવડે તો પણ સુખમય તો નીવડેજ એમ વિચાર કરતાં જણાય છે.

શિષ્ય—લાકડે માકડું વળગાડી દેવાની પ્રચલિત પદ્ધત્તિ કરતાં આ કસોટી હજાર દરજ્જે ઉત્તમ છે; એટલું કબુલ કર્યાં વિના ચાલતું નથી. હવે બીજા નિષેધનું રહસ્ય સમજાવો.

સૂરિ—પાત્ર છેક નિર્ધન પણ ન હોવું જોઇએ. એમ કહેવામાં આવ્યું છે.

શિષ્ય—ધન અને વિદ્યા ઉભય વસ્તુઓ એકજ સ્થાનમાં હોય એ પ્રાયઃ અસંભવિત છે. જો ધનવાન વર જોવા જઇએ તો વિદ્યા ન મળે અને વિદ્યા જોવા જઇએ તો ધન ન મળે આવી સ્થિતિમાં કન્યા કોને આપવી એ પ્રશ્ન તો ઉભોજ રહે છે.

સૂરિ—ધનશાળી માત-પિતાના પુત્રો અતિશય સુખ-સ્વચ્છંદતાને લીધે કે નિરંકુશતાને લીધે મૂર્ખ રહી જાય છે એ કેટલીક વાર પ્રત્યક્ષ જોવામાં આવે છે. તેની સાથે કેટલાક વિદ્યાવંતોને પણ પરિમિત સાધનોની અંદર સરળતાથી જીવન ગુજારતાં અને પોતાની ખુવારીમાં લગભગ નિર્ધનાવસ્થામાં દીવસો પસાર કરતાં પણ જોઇએ. પરંતુ એટલા ઉપરથી ધનવાન હોય તે મૂર્ખજ હોય અને વિદ્યાવાન હોય તે નિર્ધનજ હોય એવો નિર્ણય કરી લેવો એ સાહસિકતા છે.

શિષ્ય—હુ પણ એવા નિર્ણયથી વિરૂદ્ધ છુ કારણકે ધનશાળી પિતાના ગર્ભશ્રીમત પુત્રો પણ કેટલીકવાર બહુ બુદ્ધિમાન અને સુજ્ઞ જોવામા આવે છે, તેમજ વિદ્વાન મનુષ્યો પણ પૈસે-ટકે સુખી હોય એવા પ્રસગો પ્રત્યક્ષ થાય છે

સૂરિ—પરતુ હુ તમને એથીએ આગળ વધીને પૂછુ છુ કે શુ વિદ્યા એજ એક પ્રકારનુ ધન નથી? રાજા તો માત્ર પોતાના દેશમાજ પૂજાય છે પરતુ વિદ્વાન માણસ દુનીયાભરમા સત્કાર પામે છે એમ જે કહેવામા આવ્યુ છે તે શુ કેવળ મૂર્ખ માણસો નો પ્રલાપજ છે? વિદ્વાનોને નિર્ધનાવસ્થામાથી ઉચે ચડતા શુ તમે નથી જોયા કે નથી સાભળ્યા? તમે જે ધનવાનોને છેક અજ્ઞાન અદૂરદર્શી માની લો છો તે ધનવાનો જે હજારો અને લાખોના સાહસો ખેડે છે તે શુ કેવળ બુદ્ધિ કે વિદ્યા વિના? જ્યા જ્યા ધન, માન, યશ અને વિજય જોવામાં આવે ત્યા ત્યા બુદ્ધિમત્તા કે વિદ્વત્તા પણ પાછળ છુપાયેલી જ હોય છે એમ ચોક્કસ સમજવુ

શિષ્ય-નિર્ધન માણસને કન્યા ન આપવી એ આપણો વિષય હતો

સૂરિ—સસારવ્યવહાર સુખે સમાધીએ ચલાવી શકાય એ માટે ધન અત્યત આવશ્યક છે ધનને સાસારિક આપ-લેમા મુખ્ય સહાયક શક્તિનુ ઉપમાન આપવામા આવ્યુ છે એટલા માટે કન્યાના પાત્રની પસદગી કરતી વેળા તે વસ્તુત ધનવાન છે કે નહીં? ધન કમાઇ શકે અને પોતાના પરિવારનુ પાલન-પોષણ કરી શકે તેમ છે કે નહી, ઇત્યાદિ બાબતોનો પણ વિચાર કરી લેવો જો-

ઇએ. માત્ર વ્યાકરણ ન્યાય કે નાટ્યાદિના જ્ઞાનથી માણસનું ખાલી પેટ ભરાતું નથી. બીજું વિદ્યાઓની સાથે અર્થ ઉપજાવી શકે એવી બુદ્ધિશક્તિ પણ પાત્રમાં હોવી જોઇએ.

શિષ્ય—દૂર રહેનાર પાત્રનો નિષેધ શા માટે કરવામાં આવ્યો હશે ?

સૂરિ—બહુ દૂર રહેનાર વર પક્ષના યથાર્થ ગુણ-દોષ ઘણું કરીને કન્યાના સગા સબંધીઓના કળવામાં આવતા નથી એટલે માત્ર સાંભળેલી વાતો અથવા ટુંક પરિચય ઉપરજ તેમની યોગ્યા-યોગ્યતાનો આધાર રાખવો પડે છે. વળી બહુ દૂર પડી જવાથી વર-કન્યાના સગા-સંબંધીઓ એક બીજાને બહુ ઉપયોગી થઇ ન શકે એ પણ એક કારણ હોવું જોઇએ.

શિષ્ય—શૂરવીર નરનો નિષેધ શા માટે ?

સૂરિ—જોકે શૂરવીરતાનો સદ્ગુણ પરમ આદરણીય અને ઉપાદેય છે. શૂરતા વિનાનો માણસ ખરૂં જોતાં માણસના નામને પણ યોગ્ય નથી, પરંતુ કેટલેક પ્રસંગે શૂરવીરતાની સાથે અલ્પદર્શીતા અને આવેશમયતા જોવામાં આવે છે એ ઇચ્છવા યોગ્ય નથી. લડાયક માણસો સહેજ ક્રોધ કે અશાંતિનું નિમિત્ત મળતા પરમ વૈરીની માફક આચરણ કરે છે. ઐતીહાસિક પ્રસંગોમાં પણ કેટલીક વાર શૂરવીરોએ કિંચિન્માત્ર વ્હેમ કે આશંકાને વશવર્તિ બની પોતાની પરમ સતી-સાધ્વી સ્ત્રીનો પરિત્યાગ કર્યાના દાખલાઓ મળી આવે છે. આજ કારણસર શૂર પાત્રનો નિષેધ કરવામાં આવ્યો હોય એમ લાગે છે. બાકી ધીર, ગંભીર અને શાંત એવા શૂર પાત્રને માટે એવો પ્રતિબંધ હોઇ ન શકે.

શિષ્ય—મોક્ષની ઇચ્છા એ શું વસ્તુત ખરી ઇચ્છા છે ?

સૂરિ—બીલકુલ નહી, પરંતુ આપણે અહીં જે વિચાર કરવાનો છે તે કન્યાના ભવિષ્ય વિષેનો છે એ વાત ભૂલી જવાની નથી એક વૈરાગી અથવા ઉદાસીન પુરૂષની સાથે લગ્નગ્રથી વડે જોડાયેલ કન્યા સસારસુખનો લ્હાવો કયાસુધી લઈ શકે એ વિચારને માત-પિતાઓ કેવી રીતે અળગો કરી શકે ? આવા નિષેધોનું રહસ્ય માત-પિતાની દ્રષ્ટિએ જોવાથી જ આપણે મેળવી શકીએ બાકી મોક્ષની ઇચ્છા જેવી પવિત્ર, મહાન અને દૈવી ઇચ્છા સભવતી જ નથી કન્યા અને તેના સતાનો સસાર-સાગરની મધ્યમા નીરાધાર અને નીરવલબન ન થઇ પડે એટલા માટે જ આ સાવચેતી આપવામા આવી હશે

શિષ્ય—પુત્રીથી ત્રણ ગણા વર્ષ કરતા અધિક ઉમરના પાત્રને કન્યા ન આપવી એ વિધિ-નિષેધ તો ઠીક ભૂલાઇ જ ગયો છે

સૂરિ—દ્રવ્યની બહુલતા સાથે જ્યા વૃદ્ધ પુરૂષોની કામ વાસના પ્રબળતા ભોગવતી હોય ત્યા આ નિષેધ સચવાતો નથી મહાને ગીંઢળ બાધવાની ઘટનાઓ વર્તમાન કાળે અનેક સ્થળે દૃષ્ટિગોચર થઇ શકે છે સમાજનુ આ એક મ્હોટામા મ્હોટુ કમનસીબ છે જો કે ત્રણ ગણા વર્ષવાળા પાત્રની છૂટ એ પણ અત્યારના વિલાસી-વૈભવી જમાનામા ઘણી વધારે જણાય છે, તથાપિ જ્યા બાર વર્ષની બાલિકા સાથે સાઠ વર્ષની વયના વૃદ્ધ સાથે લગ્ન નિ સકોચપણે થતા હોય ત્યા આ નિષેધ પણ આવશ્યક છે

શિષ્ય–પુરૂષ–પાત્રના લક્ષણો આપે જેવી રીતે વર્ણવ્યા તેવી રીતે કન્યા–પાત્રના ગુણ–દોષો તથા પરીક્ષાઓ પણ શાસ્ત્રના પ્રાચીન ગ્રંથોમાં હોવી જોઇએ.

સૂરિ—તે સબંધી પણ પુષ્કળ પરીક્ષાઓ અને બાહ્ય લક્ષણો જાણવા યોગ્ય છે અને તે બધા ગ્રંથાધારે કહી શકાય તેમ છે.

શિષ્ય—પરંતુ આજે તે વાર્તાલાપમાં નહીં પડતાં પુરૂષ લક્ષણો વિષેજ વિસ્તૃત વિવેચન થાય એ વધારે સગવડકારક થઇ પડશે. મારા ધારવા પ્રમાણે પુરૂષની બાહ્ય આકૃતી ઉપરથી તેની ઉન્નતી તથા અવનતીનું માપ નીકળી શકે છે.

સૂરિ—અમુક માણસ ભવિષ્યમાં પૂજનીય, સુખી કે કીર્તિશાળી થશે કે નહીં વિગેરે ગુપ્ત બાબતો પણ પુરૂષના બાહ્ય લક્ષણો ઉપરથી નક્કી થઇ શકે છે. તમારી ઇચ્છા હોય તો આપણે આજે તેજ વિષય ચર્ચીએ.

શિષ્ય—ભલે, ભવ્યાકૃતી પુરૂષનાં લક્ષણો કેવાં હોય ?

સૂરિ—જે પુરૂષની છાતી–વક્ષઃસ્થળ, મુખાકૃતી તથા કપાળ એ ત્રણ વિસ્તૃત એટલે પહોળા અને નાભી, સ્વભાવ તથા સ્વર એ ત્રણ ગંભીર હોય તે પુરૂષ પ્રશંસાને પાત્ર બને છે.

શિષ્ય–પૂજાપાત્રનાં લક્ષણો કેવાં હોય ?

સૂરિ—જે પુરૂષનાં કંઠ, પીઠ, લીંગ અને જંઘાઓ એટલા અવયવો હ્રસ્વ એટલે ટુંકા હોય તે હંમેશા પૂજાપાત્ર બને.

શિષ્ય—સુખશીલ મનુષ્યના લક્ષણો કેવાં હોય ?

સૂરિ—જેમની આગળીઓના પર્વ, કેશ, નખ, દાત અને ચામડી એ પાચવાના સૂક્ષ્મ હોય તે માણુસ પોતાનુ જીવન સુખશીલતા પૂર્વક વિતાવી શકે છે

શિષ્ય-ધન્યવાદને ચોગ્ય થઇ પડે એવા પુરૂષના લક્ષણો કેવા હોય ?

સૂરિ—જે પુરૂષની છાતી વિસ્તીર્ણ હોય, બે નેત્રોની વચ્ચેનો ભાગ, બે બાહુ, નાસિકા અને હડપચી એટલા અવયવો દીર્ઘ હોય તે પુરૂષ ધન્યવાદને ચોગ્ય થાય

શિષ્ય-ઉન્નતીશીલ પુરૂષના લક્ષણો ?

સૂરિ-નાસિકા, ગ્રીવા (ડાક) નખ, કાખ, છાતી, અને મુખ એ છ અવયવો જેના ઉચા હોય તે પુરૂષ હમેશા ઉન્નતી પામે છે

શિષ્ય-કાર્યસિદ્ધિ કરી શકે એવા પુરૂષ શી રીતે ઓળખાય ?

સૂરિ—જેમના આખના ખૂણા, જીભ, તાળવુ, નખ, હોઠ તથા હાથ-પગના તળીયા એ સાત અવયવ રાતા હોય તેઓ મ્હોટે ભાગે ધાર્યું કાર્ય સિદ્ધ કરી શકે

શિષ્ય—મનુષ્ય-પરીક્ષામા ગતિ, વર્ણ, સ્નેહ, સ્વર, તેજ અને સત્વ એ સર્વ વસ્તુઓની કસોટી કરવી પડે છે, તેમા પ્રધાનતા કઈ વસ્તુને આપવી તે કેટલીકવાર મુશ્કેલ થઇ પડે છે એવો ગુચવાડો ઉભો થાય તો શુ કરવુ ?

સૂરિ—આટલી વાત ધ્યાનમા રાખવી કે ગતિ કરતા વર્ણ, વર્ણ કરતા સ્નેહ, સ્નેહ કરતા સ્વર, સ્વર કરતા તેજ અને



कारो कारो वर्ण महापापी पर निंदक,
धर्महीन बुधिहीन कामरत सदासु हिंसक,
दिवस रैन उन्मन मुख जोवनहारा,
सबजातिनसों रमत भ्रष्ट चातुर मतवारा ।

હોય તે સ્વર્ગમાંથી જ સીધો મનુષ્યમાં આવ્યો હોય એમ માનવું તેમજ પુનઃ તે સ્વર્ગે જશે એવું અનુમાન પણ કહાડી શકાય

શિષ્ય—મનુષ્ય યોનિમાંથી પુનઃ મનુષ્ય યોનિમાં આવ્યો હોય તેના લક્ષણો કેવા હોય ?

ગુરુ—જે મનુષ્ય [illegible], દયાશીલ, ઉદાર, [illegible], સરળ સ્વભાવી અને કુશળતાવાળો હોય તે, મનુષ્ય યોનિમાંથી આવેલો હોય તેમજ પુનઃ મનુષ્ય યોનિમાં ઉત્પન્ન થશે એમ કહી શકાય

શિષ્ય—તિર્યંચ યોનિમાંથી આવે તેના લક્ષણો કેવા હોય ?

ગુરુ—જે મનુષ્ય સ્વાર્થી, લોભી, ઇન્દ્રિયપરાયણ, મુર્ખ અને એવાં બીજાં હલકાં લક્ષણો ધરાવતો હોય તે પોતાનું તિર્યંચ યોનિમાંથી આવવું અને પાછું તિર્યંચ યોનિમાં જવું સૂચવી આપે છે

શિષ્ય—નરકમાંથી મનુષ્યમાં અવતરનાર મનુષ્યના લક્ષણ કેવા હોય ?

ગુરુ—જે માણસ પોતાના [illegible] દ્વેષ કર્યા કરતો હોય, કડવાં વચનો બોલવાની આદત ધરાવતો હોય, મૂર્ખ [illegible] ની સોબતમાં જ આનંદ અનુભવતો હોય, તથા નિ[illegible] કરતો હોય તે નરકમાંથી આવ્યો છે અને [illegible] નરકમાં જ જશે એમ જાણવું

શિષ્ય—આ [illegible] ઘણી [illegible] અને [illegible] [illegible] પણ [illegible] એમ [illegible] ?

સૂરિ-જેમને એ વિષયમાં ઉંડા ઉતરી વસ્તુસ્વરૂપ તપાસવાનું ધૈર્ય નથી તેમને એમ લાગે ખરૂં. પરંતુ મેં ઉપર જે લક્ષણો કહ્યા તેનો તે તે ગતિ સાથે મુકાબલો કરવામાં આવે તો સાહસ કે ઉતાવળ જેવું કાંઇજ ન જણાય, ઉલટું તદ્દન સરલ અને સ્વાભાવિક જ લાગે.

શિષ્ય—ત્યારે એજ વાત કૃપા કરીને, જરા વિષયાંતર થવા દઇને પણ જણાવો.

સૂરિ—તમારો પ્રથમ પ્રશ્ન એ હતો કે અમુક માણસ સ્વર્ગમાંથી આવ્યો છે તે કેવી રીતે અનુમાની શકાય ? આ પ્રશ્નનો ઉત્તર આપતી વખતે અથવા તેનો વિચાર કરતી વખતે આપણે સ્વર્ગનાં નિવાસીઓ-અર્થાત્ દેવતાઓનો વ્યવહાર બારીકાઇથી તપાસવો જોઇએ. દેવતાઓ હંમેશાં ભદ્રિક પ્રકૃતિવાળા, પરમ સૌંદર્યવાળા, વૈભવવાળા તથા સદા જાગૃત હોય એમ મનાય છે. આવા લક્ષણો જે મનુષ્યમાં વધતા-ઓછા અંશે જોવામાં આવે તેને દેવ ગતિમાંથી ઉતરી આવેલો માનવામાં આવે એમાં અસ્વાભાવિકતા કે સાહસિકતા જેવું શું છે?

શિષ્ય-દેવ પ્રકૃતિ અને દૈવી આચાર-વ્યવહાર, દેવ ભૂમિમાંથી નીચે ઉતર્યા પછી પણ રહે, એ કેમ માની લેવાય ?

સૂરિ—આત્મા પોતાના ગતકાળના અનુભવોને જ્યાંનો ત્યાં રહેવા દેતો નથી, તે પોતાના સઘળા અનુભવોને પોતામાં સંગ્રહતો જાય છે. દેવ ગતિમાંથી આવ્યા પછી આત્મામાં અસાધારણ પરિવર્ત્તન થઇ જાય એ અસંભવિત છે. કહેવાની મતલબ એ છે કે દેવગતિના સંસ્કારો જેમનામાં થોડે-ઘણે અંશે

જોવામા આવે તેને તે ગતિમાથી આવેલા માનવામા કઇ કપોળ-કલ્પિતપણુ નથી તેવીજ રીતે તિર્યંચ અને નરક ગતિના સસ્કારો ઉપરથી પણ એવુ જ અનુમાન નીકળી શકે

શિષ્ય—આપ છેક ટુકમા પતાવી દો તે કામ નહીં આવે દેવગતિના સસ્કારો જેમ આપે ખુલાસાવાર કહી બતાવ્યા તેમ મનુષ્ય—નારકી અને તિર્યંચ ગતિના સસ્કારો અને તેના મનુષ્ય સ્વભાવમા રહી ગયેલા અવશેષો વર્ણવો તોજ આ વાત બરાબર બુદ્ધિગમ્ય થઇ શકે

સૂરિ—તમારો આગ્રહ હોય તો મને તે વિષે વિસ્તાર કરવામા હરકત નથી દેવગતિથી તદ્દન ઉલટી અર્થાત્ વિરૂદ્ધ ગતિ નરકની છે દેવતાઓના આચાર—વિચાર જેવા પવિત્ર અને સુદર હોય છે તેવાજ નરકના જીવોના આચાર—વિચાર અપવિત્ર અને કુત્સીત હોય છે તમે સાભળ્યુ તો હશે કે નારકીનુ જીવન પરમ અધકારમય—દર્દમય—અને ત્રાસમય હોય છે નરકગતિમાથી તાજેજ આવેલો સસારી આત્મા પોતાના જુના સસ્કારોને અનાયાસે વળગી રહે છે જો કે મૂળ દશા કરતા સસારની દશા કેટલેક અશે સુધરેલી જોવામા આવે છે તથાપિ લક્ષણોની બારીક કસોટી કરનાર ચિકિત્સકની દ્રષ્ટિએ ઉકત લક્ષણોના અશો આવ્યા વિના રહેતા નથી

શિષ્ય—તિર્યંચ ગતિ વિષે શો ખુલાસો આપશો?

સૂરિ—પશુ—પ્રાણીઓની સૃષ્ટિમા કેવળ પિડ પોષણ અને વાસનાધીનતા સિવાય આપણે બીજુ શુ ભાળીએ છીએ ? પા

શવ–પ્રકૃતિ પ્રાયઃ સ્વાર્થપરાયણ અને ઇંદ્રિયોને વશવર્ત્તી હોય છે. જ્યાં જ્યાં આવી ઇંદ્રિયપરાયણતા અને નિરંકુશતા જોવામાં આવે ત્યાં ત્યાં સુજ્ઞ પુરૂષો તિર્યંચગતિના સંસ્કારો હોવાનું સ્પષ્ટપણે કહી દે છે..એ લક્ષણોમાં મનુષ્ય પોતાના પરમ પુરૂષાર્થથી પરિવર્ત્તન પણ કરી શકે છે, પરંતુ પુરૂપાર્થની પ્રબળતા કે સંસ્કારોની નીર્બળતા વર્ણવવાનો આપણો ઉદ્દેશ નથી.

શિષ્ય–આત્માના બળ અને પરાક્રમ પાસે સંસ્કારો કંઇ બીસાતમાં નથી એટલી વાત તો હું પણ સ્વીકારૂં છું. હવે ગતિઓના લક્ષણ સંબંધમાં માત્ર એકજ પ્રશ્ન બાકી રહે છે.

સૂરિ–અને તે મનુષ્યયોનિ વિષેનો છે ખરૂં કની? મનુષ્ય યોનિમાંથી આવેલો આત્મા નિર્દય, દયાળુ અને ઉદાર લક્ષણોવાળો હોય એ વાત સાંભળી તમને આશ્ચર્ય થયું હશે. જ્યાં ખરા મનુષ્યત્વનો ખ્યાલ સુદ્ધાં ન હોય અને પ્રાયઃ પાશવિકતાનેજ મનુષ્યત્વ માની લેવાની ભયંકર ભૂલ થતી હોય, ત્યાં મનુષ્યત્વની સાથે દયાળુતા અને ઉદારતાનો સંબંધ જરા ચમક ઉપજાવે એ સ્વાભાવિક છે. આપણું ખરૂં મનુષ્યત્વ આજે હણાઇ ગયું છે. ગમે તે રીતે–ગમે તેવા અન્યાયો અને પાપો કરીને પણ ધન–વૈભવ અને સંસાર–સુખ મેળવવું એનેજ આપણે મનુષ્યની પરમ સિદ્ધિ માની બેઠા છીએ; પરંતુ તે એક એવો ભયાનક ભ્રમ છે કે જે ભ્રમ સુધારવાને ભવ–ભ્રમણ કર્યાં વિના છુટકો થતો નથી.

શિષ્ય–મનુષ્યત્વ કોને કહેવાય?

સૂરિ–પોતાના સુખનો ભોગ આપી અન્યને સુખ આપવું, કુમાર્ગે ઘસડી જતી ઇંદ્રિઓને સંયમમાં રાખી વૃત્તિઓના સ્વામી–માલેક બનતા જવું, આત્માના દબાઇ ગયેલા બળોને પ્રકટાવી સવિશેષ પુરૂષાર્થી બનવું એજ ખરૂં મનુષ્યત્વ છે જે મનુષ્યત્વની સ્વર્ગના દેવો પણ પ્રશંસા કરે છે અને જે દશ દ્રષ્ટાંતે દુર્લભ ગણાય છે, તે મનુષ્યત્વ પ્રાપ્ત કરવા છતાં જો તેની કીંમત ન સમજાય તો ખરેખર પૂજ્યપાદ આચાર્ય મહારાજ કહે છે તેમ હાથમાંના ચિંતામણીને નિરર્થક ફેંકી દેવા બરાબર છે પણ અત્યારે એ વિષયને જવા દઇશું

શિષ્ય–આપણો વર્તમાન વિષય મનુષ્ય પરીક્ષાનો હતો

સૂરિ–મનુષ્યો પણ ઘણાખરા બે પ્રકારના હોય છે એક સરળ સ્વભાવના અને બીજા વક્ર સ્વભાવના

શિષ્ય–તે સ્વભાવ આકૃતી ઉપરથી કેમ જણાય ?

સૂરિ–જે મનુષ્યના નાક, આંખ, દાંત, હોઠ, હાથ, કાન અને પગ એ સાત અવયવ સમ અવસ્થામાં હોય તો તેમને સરળ સ્વભાવવાળા અને વિષમ અવસ્થામાં હોય તો તેમને વક્ર સ્વભાવ વાળા સમજવા

શિષ્ય–અહિં આ એક ખાસ જીજ્ઞાસા ઉદ્ભવે છે અને તે એ કે મનુષ્યની આકૃતિ ઉપરથી તેના સ્વભાવ આદિનું જ્ઞાન કેવી રીતે થઇ શકતું હશે ?

સૂરિ–પ્રકૃતિ જ મનુષ્યની આકૃતિ રચે છે, એવો કુદરતી નિયમ છે એક લુંટારા–ચોર કે બદમાશની આકૃતિમાં અને એક

સરળ શાંત અને તપસ્વી પુરૂષની આકૃતિમાં જમીન આસમાન જેટલો ફેર જોવામાં આવે છે. આનું કારણ બીજું કાંઇજ નહીં પણ તે પુરૂષની પ્રકૃતિ જ તેમનામાં વિભિન્નતા ઉત્પન્ન કરે છે. હવે એ વિભિન્નતા કેમ ઉત્પન્ન થતી હશે એ પ્રશ્ન વિચારવો જોઇએ. એક ક્રોધી માણુસ કે જે મોટે ભાગે ક્રોધમાંજ દિવસો વીતાવતો હોય અને વાત વાતમાં ચીડાઇ જતો હોય તેના ભાલ પ્રદેશ ઉપર તથા આંખ—નાક ઉપર વિલક્ષણ પ્રકારની રેખાઓ અંકીત થઇ જાય છે. જે રેખાઓ શાંત, સરળ અને ક્ષમાવાન પુરૂષના મુખ ઉપર જોવામાં આવતી નથી. તેવીજ રીતે જેમને અંધકારમાં કામ કરવાની ટેવ પડી જાય છે, આસપાસ ખુણા—ખાંચા શોધવાની જેમને અણધાર્યા પ્રસંગે આવશ્યકતા પડે છે, તેમની આંખ અને હાવ-ભાવ વિગેરેમાં ખાસ એક પ્રકારની વિશેષતા પ્રત્યક્ષ થઇ શકે છે. એ વિશેષતા તેમના સ્વભાવ અને ધંધાનેજ આભારી હોય છે.

શિષ્ય—કંઇક કુદરતી લક્ષણો પણ માનવ—શરીર ઉપર હોય છે ખરા ?

સૂરિ—પુરૂષની જમણી બાજુએ દક્ષિણાવર્ત્ત ભમરો હોય તો તે શુભ જાણવો અને ડાબી બાજુએ વામાવર્ત્ત હોય તો તે ઘણોજ અશુભ સમજવો. હવે જો જમણી બાજુએ વામાવર્ત્ત અને ડાબી બાજુએ દક્ષિણાવર્ત્ત હોય તો મધ્યમ જાણવો.

શિષ્ય—શરીર ઉપરના મસા અને સ્ફુરણ વિષે પણ એવો કંઇ નિયમ છે ?

સૂરિ—પુરૂષની જમણી બાજુએ શુકન, ફોલ્લો—પિટક, તલ

અથવા છિદ્ર રહિત મસો હોય કિંવા જમણી બાજુનુ અગ સ્ફુરે-ફરકે તો તે શુભને અર્થે જાણવા

શિષ્ય—સ્ત્રી અને પુરૂષના લક્ષણોમા કઇ વિભિન્નતા હશે ?

સૂરિ—પુરૂષની જમણી બાજુએ જે લક્ષણો સારા કહ્યા તે સ્ત્રીઓની તથા સ્ત્રી લગ્ન ઉપર ઉત્પન્ન થયેલા પુરૂષની પણ ડાબી બાજુએ સારા જાણવા કેટલાક શાસ્ત્રકારો પુરૂષની જમણી બાજુએ થયેલા તરવારના ઘાતને પણ સારો કહે છે

શિષ્ય—આપે જે લક્ષણો કહ્યા તેમા કોઇ એક લક્ષણ બીજા લક્ષણથી વિરૂદ્ધ જતુ હોય તો ?

સૂરિ—મનુષ્યના શરીર ઉપર જે સારૂ અથવા માઠુ લક્ષણ પ્રબળ હોય તે બીજા સર્વ લક્ષણોને ગૌણ બનાવી દે છે પરસ્પર વિરૂદ્ધ જતા હોય એવા લક્ષણોમા કયુ લક્ષણ બળવાન છે તે તપાસવુ એજ આ કળાની ખૂબી છે

શિષ્ય—હાથ અને હાથની રેખા ઉપરથી પણ મનુષ્યનુ ભાવી વાચી શકાય ખરૂ ?

સૂરિ—પણ તે પહેલા હાથ કોને કહેવાય અને તેની રચના કેવા પ્રકારની છે તે જાણી લેવુ જોઇએ સસ્કૃતમા જેને મણીબન્ધ અર્થાત્ કાડુ કહેવામા આવે છે, તેની આગળનો જે શરીરનો ભાગ છે તેને પાણી કિંવા હાથ કહીએ છીએ હાથ ને એક અગુઠો અને બીજી ચાર આગળીઓ હોય છે

શિષ્ય-એ આગળીઓના નામો પણ ગોઠવવામા આવ્યા છે ને ?

સૂરિ—અંગુઠાની બાજુએથી અનુક્રમે આંગળીઓને લઇએ તો પહેલી જે આંગળી આવે તેને તર્જની અથવા તિરસ્કાર કરનારી આંગળી તરીકે ઓળખવામાં આવે છે.

શિષ્ય—અંગુઠા પાસેની આંગળીને એવું હલકું નામ કેમ આપવામાં આવ્યું હશે ?

સૂરિ—ધારો કે તમારો એક નોકર તમારી સમક્ષ અત્યારે ઉભો રહ્યો છે; તે એવું અનુચિત કાર્ય કરીને આવ્યો છે કે તેનું મ્હોં પણ તમે વધારે વાર સુધી જોવા માગતા નથી; એવે વખતે તમે તમારા બીજા એક નોકરને બોલાવી આજ્ઞા ફરમાવો છો કે "આ માણસને અહિંથી બ્હાર કહાડી મુકો ?" આ વેળા તમે કઈ આંગળીનો ઉપયોગ કરો છો તેનું ધ્યાન કરશો તો જણાશે, તેમાં માત્ર તર્જની આંગળી જ કામે લાગે છે. તિરસ્કાર દર્શાવવા અર્થે મ્હોટે ભાગે આ આંગળી કામમાં આવે છે; એટલા માટે તેને તર્જની એવું નામ આપવામાં આવ્યું છે.

શિષ્ય—બીજી આંગળીઓનાં નામો શા શા છે ?

સૂરિ—તર્જની પછી જે આંગળી આવે છે તેને મધ્યમાના નામથી ઓળખવામાં આવે છે. કારણકે તે બરાબર મધ્ય ભાગમાં આવેલી છે. તેની પછી જે આંગળી છે તેનું નામ કંઇ રાખવામાં આવ્યુ નથી; એટલે તેનું નામ અનામિકા—નામ વિનાની આંગળી એવું પડી ગયું છે. છેલ્લી ટચલી આંગળી સૌથી ન્હાની હોવાથી તેને કનિષ્ઠા કહેવામાં આવે છે.

શિષ્ય—હસ્તરેખાઓ અને લક્ષણો જોવામાં સ્ત્રી-પુરૂષ ઉભયનો કયો હાથ ઉપયોગી થાય ?

